# નારીધર્મપ્રકાશ

અથવા

## સ્ત્રીઓના જીવનની સફળતાનો રાજમાર્ગ

યોજક તથા પ્રકાશક

શાસ્ત્રી લક્ષ્મીરામ કૃષ્ણદાસ ભટ્ટ

તથા

શાસ્ત્રી લાલજી કૃષ્ણદાસ ભટ્ટ

"कार्येषु मंत्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री
षाड्गुण्ययुक्ता सुलभा न नारी" ॥
सुभाषितम् ।

દ્વિતીય આવૃત્તિ — પ્રત ૨૦૦૦

[વિક્રમાર્ક ૧૯૮૪] — [ઇ. સ. ૧૯૨૮

મૂલ્ય ૦–૧૦–૦

# ग्रन्थार्पणम्

## श्रीद्वारिकाधीशो विजयतेतराम्



[ श्रीबेट-द्वारिकाधाम ]

समस्तजगतां स्वामी 'शंखोद्धारे' विराजितः ।
एतद्ग्रन्थार्पणेनाऽयं प्रीयतां 'द्वारिकेश्वरः' ॥

शास्त्री लक्ष्मीरामः

। श्रीद्वारिकेशो विजयते ।

# પ્રસ્તાવના

## (દ્વિતીય આવૃત્તિની)



કરુણાનિધાન શ્રીદ્વારિકેશ પ્રભુના કૃપાકટાક્ષથી આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ સનાતન ધર્મનિષ્ઠ જનતા સમક્ષ નિવેદિત કરતાં અમોને અત્યન્ત આનન્દ થાય છે.

આ આવૃત્તિમાં પુસ્તકને શ્રીદ્વારિકેશ પ્રભુના સુંદર ફોટાથી સુશોભિત કરવા ઉપરાંત મૂલ તથા ટીપણની અંદર પણ ઘણો સુધારો વધારો કરવામાં આવ્યો છે; જેથી ગ્રન્થનું પરિમાણ પ્રથમ કરતાં દોઢું થવા પામ્યું છતાં પણ પુસ્તકના મૂલ્યમાં સાધારણ જ વધારો કર્યો છે.

વાંચકોએ પ્રથમાવૃત્તિનું પુસ્તક વાચતાં છતાં પણ આ આવૃત્તિનું પુસ્તક ફરી વાંચવાની આવશ્યકતા અમારે પ્રદર્શિત કરવી જ પડે છે; કારણ કે અમારા સન્મિત્રોની સૂચનાનુસાર આ આવૃત્તિમાં સ્ત્રીઓને માટે 'સ્વામીની સ્વાધીનતા—દૃઢવિશ્વાસ પ્રાપ્ત કરવાનું શુદ્ધ પ્રયોજન અને તેના ઉપાયો' તથા તેને અંગે 'સ્ત્રીઓના કાર્યક્ષેત્રની વિશાલતા' એ વિષયો ખાસ નવા ઉમેરી તેને વિશદ કરવા માટે 'શ્રી સત્યભામા દ્રૌપદી સંવાદ'ને સાથે યોજી પુસ્તકને અંતે ભારતસાવિત્રી તથા પતિદેવસ્તોત્રનો પણ નિવેશ કર્યો છે; તેમજ ગર્ભાધાનસંસ્કાર, લજ્જા, નિયોગ તથા પુનર્લગ્નનો નિષેધ વગેરે પ્રકરણોમાં અગત્યનો ઘણો જ વધારો કરી ભાષામાં બની શકે તેટલી સરલતા સ્વીકારેલી છે, છતાં વિષયવશાત્ કવચિત્ કાઠિન્ય જણાતું હોય તે બદલ ક્ષમા યાચિયે છીયે.

આ પુસ્તકમાં દાખલ કરેલા સંસ્કૃત શ્લોકો વગેરેનો અપેક્ષાનુસાર કોઇ સ્થલે શબ્દાર્થ કવચિત્ ભાવાર્થ તથા જેઓના અર્થો વિવેચનમાં સ્પષ્ટ થઇ ગયા હોય તેવાં કોઇ કોઇ વાકયો અનુવાદ સિવાય પણ મૂકવામાં આવ્યાં છે.

આ ગ્રન્થમાં સ્ત્રીસંબંધી કોઇ કોઇ ધર્મના વિષયમાં શાસ્ત્રીય વિચારો પ્રથમ કરતાં વિશેષ પ્રમાણ પુરઃસર દાખલ કરેલા છે કે જે તદ્દન અશિક્ષિત સાધારણ સ્ત્રીવર્ગને એકદમ સમજવામાં ન આવે તેમ છે. પરંતુ હાલના કહેવાતા સુધારકો શાસ્ત્રીય વિષયોનો નિર્ણય આપવામાં જરા પણ બુદ્ધિને શ્રમ ન આપતાં શાસ્ત્રવાકયોને ઉપલક રીતે વિચારી તેમના મનગમતા અર્થો કરી જનતા સમક્ષ લેખો કે વ્યાખ્યાનોદ્વારા સ્વમંતવ્યની સત્યતા પ્રદર્શિત કરવા અસત્ય પ્રયાસો કરે છે. તેવાઓના મોહસાગરમાં હાલનો કેટલોક સુશિક્ષિત સ્ત્રીવર્ગ નિમગ્ન ન થાય, તેમજ સાક્ષર પુરૂષવર્ગ પણ સ્વકીય સનાતન ધર્મના ઉચ્ચ લક્ષ્યબિન્દુને સર્વથા ન ચૂકે, તેટલા ખાતરજ શાસ્ત્રદૃષ્ટિથી પણ માત્ર આવશ્યક ઉહાપોહ કરેલો છે.

આ ગ્રન્થની પ્રથમાવૃત્તિ સંવત્ ૧૯૮૨માં પ્રકટ કર્યા બાદ તેની બેય હજાર નકલો પ્રાથમિક આશ્રયદાતાઓને અપાઇ ગયેલી હોવાથી તેમાંની એક પણ પ્રત અમારા પાસે સિલક નહિ છતાં છૂટક માગણીઓ ચાલુ થવાથી પુસ્તકની ઉપયોગિતાની સાથે તેની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ કરવાની આવશ્યકતા પણ અમોને જણાઇ હતી. તથાપિ જોઇતા પ્રમાણના પ્રાથમિક આશ્રયને અભાવે અમારે વિલંબનું અવલંબન કરવું પડ્યું હતું. પરંતુ સુદામાપુરીના નિવાસી શ્રીમાન્ **શેઠજી દ્વારકાદાસ લીલાધરે** પોતાની સદ્ગત ધર્મપત્ની અ. સૌ. બાઇ મણિબાઇના પુણ્યાર્થે આ પુસ્તકની ૫૨૫ નકલો યોગ્ય સ્થળે વિના મૂલ્યે તુરતમાંજ અર્પણ કરવાની અને તે રૂપે ધર્મપત્ની તરફની પોતાની ફરજ બજાવવાની ઉત્કટ ઇચ્છા સ્વતઃ પ્રદર્શિત કરી તથૈવ કચ્છમાંડવીવાળા શ્રીમાન્ **શેઠજી હરિદાસ દામોદર આણંદજી** તથા વરવાલાવાળા શ્રીમાન **શેઠજી હરિદાસ મુરારજી વેલજી** એ પ્રત્યેકે ધર્માર્થે વિતરણ કરવા ૨૫૧ પ્રતો ગ્રહણ કરવા રુચિ દર્શાવી જેને લીધે આ ગ્રન્થની દ્વિતીયા-

વૃત્તિ અવિલંબે મુદ્રિત થવા પામી તે બદલ એ ધર્મનિષ્ઠ સદ્ગૃહસ્થોનો આભાર માનીએ છીએ.

તેમજ મુદ્રણકાર્યને અંગે 'ગુજરાતી' પ્રેસના અધિપતિજી સાક્ષરવર્ય શ્રીયુત મણિલાલ ઇચ્છારામ દેશાઇ બી. એ. એઓએ કરી આપેલી સર્વ અનુકૂળતા તથા પ્રુફોનું શોધન વગેરે કાર્યમાં ઐતિહાસિક વિષયના અસાધારણ વેત્તા અને ગુર્જર નવ્યકથા–પ્રબન્ધોના સુપ્રસિદ્ધ લેખક સાક્ષરોત્તમ શ્રીયુત નારાયણ વિસનજી ઠક્કુરે કરેલું સાહાય્ય સર્વદા અવિસ્મરણીય છે.

આ ગ્રન્થના શબ્દો વગેરેમાં યથાબુદ્ધિ શુદ્ધિ જાળવવા અમોએ પ્રયાસ કરેલો છે. તથાપિ જીવધર્મવશાત્ રહી ગયેલી ત્રુટિઓને ક્ષન્તવ્ય કરવા તથા આવશ્યક જણાય તો તેનું સૂચન કરવા અમારા ક્ષમાશીલ વિદ્વાન્ વાચકોને પુનઃ પુનઃ પ્રાર્થના કરીએ છીએ.

શ્રીવામનજયન્તી સંવત્ ૧૯૮૪<br>
શેઠ માધવજી ઠાકરશીનો<br>
માળો નં ૩/૭ પોપટવાડી<br>
મુંબઈ નં. ૨

વિદ્વદ્વશંવદઃ<br>
**શાસ્ત્રી લક્ષ્મીરામ શર્મા**

श्रीहरिः

# પ્રાસ્તાવિક

## ( પ્રથમ આવૃત્તિનું )

વિવિધરચનાવિલસિત આ વિશ્વમાં સુદુર્લભ મનુષ્યદેહને પ્રાપ્ત થયેલા નિખિલ જીવોના ઐહિક અને પારલૌકિક કલ્યાણનું મુખ્ય સાધન उन्नतिं निखिला जीवा धर्मेणैव क्रमादिह। विदधानाः सावधाना लभन्तेऽन्ते परं पदम् ઇત્યાદિક વચનોથી શાસ્ત્રકારોએ એક ધર્મ જ બતાવ્યો છે અને તેમાં પણ વળી वेदप्रणिहितं कर्म धर्म ईत्यभिधीयते ॥ श्रुतिस्मृती सदाचारः स्वस्य च प्रियमात्मनः। एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ તથા ' यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ' ઇત્યાદિક શાસ્ત્રોક્ત લક્ષણોથી વિશિષ્ટ અને ભારતવર્ષના સુદૂરદર્શી પૂર્ણપ્રજ્ઞ મહર્ષિઓએ નિશ્ચિત કરેલો, વર્ણાશ્રમધર્મો તથા સ્ત્રીપુરુષ વગેરેના પૃથક્ પૃથક્ અવાન્તર ધર્મ-વિભાગોની સુંદર રચના યુક્ત, એક સનાતનધર્મ જ દુનિયાના ઇતર સર્વ ધર્મો કરતાં ઉત્કૃષ્ટ અને સર્વાંશપૂર્ણ છે એ પણ ધર્મજ્ઞ મનુષ્યોથી અજ્ઞાત નથી જ.

ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન કરતાં એ વાત સ્પષ્ટ જણાય છે કે જે સમયમાં ભારતવર્ષની ધર્મનિષ્ઠ પ્રજા न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ॥ અર્થાત્ કામ, ભય, લોભ, કે ક્ષણિક જીવનના પણ હેતુથી સર્વથા ધર્મનો ત્યાગ ન જ કરવો આવી અનન્ય શ્રદ્ધાથી સનાતનધર્મનું પાલન કરી રહી હતી, તે સમયના સર્વજ્ઞાનકલા-સંપન્ન આ ભારતવર્ષની પરિસ્થિતિ એટલી બધી ઉન્નત હતી કે જેનું સ્વર્ગીય દેવતાઓએ પણ एतदेव हि देवा गायन्ति, अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः। यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुंदसेवौपयिकं स्पृहा हि नः॥ ઇત્યાદિક મધુર શબ્દોથી ગુણગાન કરેલું છે, ભૂતકાલ-માં ઉન્નતિને શિખરે પહોંચી દેવતાઓને પણ સ્પર્ધાસ્પદ થઈ પડેલ

તે જ આ ભારતવર્ષ આજ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ તથા મહામારી, જેવા અનિવાર્ય ઉપદ્રવોથી તેમજ મનુષ્યજીવનની સ્વલ્પતા, નિર્બલતા, બાલમરણો, સ્ત્રીઓમાં વૈધવ્યની વૃદ્ધિ, વિશુદ્ધ દામ્પત્યનો વિનાશ, પરસ્પરનો ક્લેશ તથા પરરાજ્યપરાધીનતાથી થયેલી નિર્ધનતા, વગેરે કારણોથી અવનત બની એટલે અંશે દુર્દશાને અનુભવી રહ્યો છે કે જેનું પૂર્વકાલની સાથે સામ્ય ઘટાવતાં દિવસ અને રાત્રિ સમાન અંતર જણાય છે. ભારતવર્ષની આટલી વિશેષ અધોગતિનું મૂલકારણ જો વિચાર પૂર્વક શોધવામાં આવે, તો તે એજ જણાય છે કે આધુનિક ભારતીય પ્રજા પ્રમાદ, અજ્ઞાન, પાશ્ચાત્ય દેશનાં ખોટાં અનુકરણો, તથા નાસ્તિકોના સંસર્ગથી આત્મોન્નતિના સન્માર્ગરૂપી સ્વધર્મપરિપાલનથી ભ્રષ્ટ થયેલી છે. ભારતવર્ષમાં હાલ એવા કેટલાએક ધર્મને બ્હાને અધર્મની પ્રવૃત્તિ કરનારા સમાજો તથા પાશ્ચાત્ય શિક્ષાના સંસ્કારથી ધર્મ જેવા એક શાસ્ત્રગમ્ય વિષયને પણ લૌકિક વ્યવહાર સમાનજ ગણી તે વિષયમાં વેદશાસ્ત્ર વિરુદ્ધ યથેષ્ટ સુધારાઓ કરનારા અર્વાચીન કહેવાતા સુધારકોનો ઉદ્ભવ થયો છે કે જેઓ ધાર્મિક સૂક્ષ્મ તત્વોનો પૂર્ણ વિચાર કર્યા સિવાય પ્રમાણભૂત શ્રુતિસ્મૃતિના વાક્યોના પણ પૂર્વાપરની સંગતિરહિત ખોટા અર્થો કરી અનેક કુતર્કોથી સનાતનધર્મના મુખ્ય અંગરૂપ વર્ણવ્યવસ્થા, શ્રાદ્ધ, મૂર્તિપૂજા, અવતાર, સ્પર્શાસ્પર્શાદિ સદાચાર તથા પાતિવ્રત્યધર્મ, વગેરે સર્વ વૈદિક સિદ્ધાન્તોનું ખોટું ખંડન કરી ધર્મથી અજ્ઞાત રહેલી સરલ પ્રજાને પોતાના અર્વાચીન મતમાં મેળવી સ્વધર્મથી ભ્રષ્ટ બનાવવાની પ્રવૃત્તિઓ આચરી રહ્યા છે. તે પૈકી કોઈ કોઇ વ્યક્તિઓ તરફથી તો ખાસ કરીને આ વિશ્વમાં દૃષ્ટિગોચર થતા મનુષ્ય સૃષ્ટિ સિવાયના, જડચેતન સૃષ્ટિના સર્વ પદાર્થો, જગત્કર્તાઅચિંત્યાનંત શક્તિમાન્ પરમાત્માની સ્વેચ્છાથીજ ભિન્ન ભિન્ન આકૃતિ, સ્વભાવ, શક્તિ તથા ગુણકર્મ યુક્ત હોવાથી योग्यतावच्छिन्नाधर्मिणः शक्तिरेव धर्मः એ નિયમ પ્રમાણે સ્વાભાવિક રીતે જ જેમ એક બીજા કરતાં જૂદા જૂદા ધર્મવાળા છે તેમ માનવ સૃષ્ટિમાં પણ સ્ત્રી અને પુરુષ વચ્ચે તેમના આકૃતિ, સ્વભાવ, શક્તિ તથા ગુણકર્મોનો ભેદ સ્પષ્ટ પ્રતીત થતો હોવાથી તેઓના

સ્વભાવ સિદ્ધ વિશેષ ધર્મો પણ જૂદા જૂદા જ હોવા જોઇએ. છતાં આ પ્રકારે સૂક્ષ્મ વિચાર કર્યા સિવાય બંનેની સર્વ પ્રકારે સમાનતાને જ ઇષ્ટ ગણી, સ્ત્રીધર્મના વિષયમાં પણ પાશ્ચાત્ય દેશને અનુસરતા પુનર્વિવાહ તથા નિરવધિ સ્ત્રીસ્વાતંત્ર્ય જેવા સ્વાભાવિક ધર્મવિરુદ્ધ અનિષ્ટ સુધારાઓનો આવિષ્કાર કરી તેવા અનુચિત સુધારાઓના પ્રચારથી ભારતીય પ્રજાના વિશુદ્ધ ક્ષેત્રરૂપ સ્વધર્મનિષ્ઠ સ્ત્રી સમાજને દૂષિત બનાવવા તથા પરિણામે સમગ્ર દેશ તેમજ પ્રજાને અધિકતર અધોગતિએ પહોંચાડવાના જ ઉપાયો યોજાઇ રહ્યા છે. જો કે આવા ધર્મ અને પ્રજાહિતથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરનારા નામધારી સુધારકોના મંતવ્યોનું ખંડન કરી અવનતિને માર્ગે દોરાતી પ્રજાને રોકવા માટે તથા વિધર્મિઓના અનેક પ્રહારોથી ધર્મરૂપ કલ્પતરુની રક્ષા કરવા માટે સનાતનધર્મના સમર્થ વિદ્વાનોએ તથા ધર્મજ્ઞ વિચારશીલ ભારતવર્ષના નેતાઓએ અનેક રીતે બનતા શ્રમો કરેલા છે અને વિશેષમાં કરતા રહે છે; છતાં પણ વિધર્મી લોકો પોતાના સિદ્ધાન્તોનો સમગ્ર પ્રજામાં પ્રચાર કરવા જેટલા પ્રમાણમાં અનેક પ્રકારના આડંબરોથી પ્રવૃત્તિઓ કરી રહેલા છે તે સામે સનાતનધર્મના રક્ષકોએ પણ ધર્મના પ્રત્યેક અંગોનું ખરું રહસ્ય લોકોને સમજાવવા તથા સનાતનધર્માનુયાયી પ્રજાની સ્વધર્મમાં રહેલી પવિત્ર શ્રદ્ધાને દઢ બનાવવા સદુપદેશ, શિક્ષણ તથા લેખો વગેરે અનેક ઉપાયો યોજવાની આવશ્યકતા છે. એજ હેતુથી ફક્ત સ્ત્રી-ધર્મના વિષયમાં શાસ્ત્રોનો સત્ય આશય શું છે અર્થાત્ સ્ત્રીસ્વાતંત્ર્ય, પુન-ર્વિવાહ અને કન્યાવિવાહકાલ વગેરે હાલ ચર્ચાસ્પદ થઇ પડેલા વિષયોમાં શાસ્ત્રકારો ખરી રીતે શા હેતુથી શું કહે છે! તે તત્વો સાથેજ બીજાપણ સ્ત્રી-ઓના સામાન્ય-નિયમો ગુર્જર આર્ય પ્રજાને નિવેદિત કરવા માટે જ આ ગ્રંથ લખવાનો પ્રયાસ છે. જેઓને વેદશાસ્ત્રોમાં પણ વિશ્વાસ નથી તેમજ પોતાના એકદેશીય જ્ઞાનથીજ સર્વજ્ઞ બની ઇતરના સત્ય આશયને વાંચવા સાંભ-ળવામાં અરૂચિગ્રસ્ત હોય તેવા પંડિતંમન્યોને કદાચિત્ રોગીને મિષ્ટાન્નની માફક આ ગ્રંથ ન રુચે તોપણ તેથી અમોને કાંઇ પણ ક્ષતિ નથી. પરન્તુ ભારતવર્ષની ધર્મનિષ્ઠ સ્ત્રીઓ આ લઘુ ગ્રંથમાં સંક્ષેપથી પણ વેદશાસ્ત્રના સત્ય આશયોને લઇને નિરૂપણ કરવામાં આવેલા દરેક

વિષયોનું મનન કરી મિથ્યા સુધારકોની વાગ્જાલમાં ફસાઇ ધર્મભ્રષ્ટ ન થતાં પોતાનું સ્વરૂપ, ધર્મ તથા ઉન્નતિના સત્ય માર્ગને સમજી પ્રાચીન આદર્શ સતીઓ શ્રીસીતાજી, સાવિત્રી, તથા અનસૂયાજી વગેરેની માફક અનન્ય પતિભક્તિથી પોતાના આલોક અને પરલોકના શ્રેયને પ્રાપ્ત કરવા યોગ્ય થઇ ભારતવર્ષના પવિત્ર ભૂષણ રૂપજ બને, તેમજ પુરુષો પણ પ્રસ્તુત ગ્રંથના વાંચનથી સ્ત્રીઓના સ્વરૂપ, કર્ત્તવ્ય તથા અધિકાર વગેરેને સમજી તેઓ પ્રતિ કરવામાં આવતી એક ગુલામ જેવી નિકૃષ્ટ ભાવનાને દૂર કરી **स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चित** ઇત્યાદિક પ્રકારની ઉત્તમ ભાવનાથી તેઓના પ્રતિ એક ગૃહદેવી તરીકેના માનની દૃષ્ટિથી જુએ; તથા પોતાની પત્ની, પુત્રી, બ્હેન, કે માતાને હાલના અવનતિકારક સુધારાઓના પ્રવાહમાં વહી જતાં રોકી તેઓને આ ગ્રંથમાં બતાવેલા સ્ત્રીઓના શાસ્ત્રસિદ્ધ ધર્મોનું જ્ઞાન કરાવી સ્વધર્માનષ્ઠ કરે તેમાં જ આ ગ્રંથમુદ્રણની સફલતા સમાયલી છે.

આ પુસ્તકમાં સ્ત્રીઓના કલ્યાણ માટે શાસ્ત્રોમાં જે જે ધર્મો દર્શાવેલા છે તેનું સંક્ષેપથી ૩ વિભાગે નિરૂપણ કરવામાં આવ્યું છે ૧ ભાગ (કિરણ)માં સ્ત્રીના સ્વરૂપથી આરંભી ઘણે ભાગે કન્યાવસ્થા સંબંધી વિષયો, ૨ ભાગ(કિરણ)માં ગૃહિણી અવસ્થાને લગતી બાબતો અને ત્રીજા ભાગ(કિરણ)માં વૈધવ્ય સાથે સંબંધ ધરાવતી હકીકતોનો સમાવેશ કરી છેવટે ભકિતમાર્ગમાં પાતિવ્રત્ય ધર્મ છે કે નહિ તે દર્શાવી ગ્રન્થ સમાપ્ત કરવામાં આવ્યો છે.

આ પુસ્તક પ્રાયઃ પાંચ વર્ષ પહેલાંજ લખાઇ રહેલ છતાં પ્રભુ ઇચ્છાવશાત્ કેટલીક પ્રતિકૂલતાઓને લીધે તેના મુદ્રણનો યોગ પ્રાપ્ત થયો ન હતો. પરંતુ લગભગ છ માસ પહેલાં મૂલ શ્રી બેટશંખોદ્ધાર ક્ષેત્રના વતની હાલ મુંબઇ નિવાસી શ્રીમાન્ શેઠજી ભાઇ માધવજી જેસંગભાઇએ બોરીવલીમાં પોતાને બંગલે અમારી મુલાકાત પ્રસંગે આ ગ્રંથનો કેટલોક ભાગ સાંભળતાં પ્રસન્ન થઇ તુરતમાં તેને છપાવવાના આગ્રહની સાથે પોતાનાં સદ્ગત ધર્મપત્ની પાતિવ્રત્યધર્મપરાયણ સૌ. મૂલીબાઇના પુણ્યાર્થે અને અમારા આરંભિક પ્રયાસના ઉત્તેજનાર્થે ૧૦૦૦ એક હજાર નકલના ગ્રાહક થવાની ઉત્કંઠા પ્રદર્શિત કરી; તેમજ ધર્મા-

મા શેઠજી ધરમસી માધવજીએ પોતાના સદ્‌ગત પિતાશ્રી પરમ વૈષ્ણવ શેઠ માધવજી ઠાકરસીનાં પુણ્યાર્થે ઓખામંડલની તમામ કન્યાશાળાઓમાં બાલિકાઓને અર્પવા માટે જોઇએ તેટલી નકલો સ્વીકારવાની ઇચ્છા દર્શાવી જેને પરિણામે આ પુસ્તક મુદ્રિત થવા પામ્યું. તે બદલ એ ધર્મનિષ્ઠ સદ્‌ગૃહસ્થોનો મહાન ઉપકાર પ્રદર્શિત કરવો તે અમો અમારી પહેલી ફરજ સમજીએ છીએ.

તે સાથે સુજ્ઞ વાંચકોને વિજ્ઞપ્તિ કરવાની કે આ પુસ્તક લખવામાં માનુષસ્વભાવશાત્‌ થયેલ સ્ખલનોને ક્ષંતવ્ય કરી નીરક્ષીરન્યાયે ગુણ ગ્રહણ કરી ઉપકૃત કરશો.

ભવદીય,

પ્રથમાવૃત્તિ<br>
સંવત્ ૧૯૮૨<br>
શ્રીકૃષ્ણાષ્ટમી.

**શાસ્ત્રી લક્ષ્મીરામ તથા શાસ્ત્રી લાલજી શર્મા.**<br>
**સદ્‌ગત મમીબાઈ ગોકુલદાસ માધવજી**<br>
**સંસ્કૃત પાઠશાલા, બેટ (દ્વારકા).**

 ૪૫૫૦૮

# ઉપયોગમાં લીધેલા ગ્રન્થો

ऋग्वेद संहिता
तैत्तिरीय संहिता
ईशाद्युपनिषदः
श्रीमद्भगवद्गीता
मनुस्मृतिः
याज्ञवल्क्य स्मृति
पराशर ,,
व्यास ,,
वशिष्ठ ,,
नारद ,,
कश्यप ,,
बौधायन ,,
वृद्धमनु ,,
पैठीनसि ,,
गोभिल ,,
आश्वलायन ,,
बृहस्पति ,,
ऋतु ,,
देवल ,,

हारितसंहिता
संवर्त ,,
ब्रह्म ,,
दक्ष ,,

भृगु संहिता
महाभारतम्
श्रीमद्भागवतपुराणम्
श्रीविष्णु ,,
ब्रह्म ,,
ब्रह्मवैवर्त ,,
मत्स्य ,,
बृहन्नारदीय ,,
आदित्य ,,
पूर्वमीमांसा
कर्म ,,
गौतमसूत्रम्
पारस्करगृह्यसूत्रम्
सुश्रुतम्
मेधातिथिकृतम् म० स्मृ० भाष्यम्
योगसूत्र ,,
वाल्मीकिरामायणम्
निर्णयसिन्धुः
वीरमित्रोदयः
कालनिर्णयदीपिका
मदनरत्नम्
सत्यार्थविवेकः
सनातनधर्मप्रदीपः

## भारतसावित्री

मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे ॥
हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पंडितम् ॥
ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥
न जातु कामान्नभयान्नलोभाद्धर्मंत्यजे-
ज्जीवितस्यापि हेतोः । धर्मो नित्यः सुखदुःखे
त्वनित्ये, जीवो नित्यो; हेतुरस्य त्वनित्यः ॥
इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥

**ભાવાર્થ**–"આ સંસારમાં હજારો માતાપિતાઓ અને સેંકડો સ્ત્રીપુત્રોનો અનુભવ થયો છે અને થશે. હજારો હર્ષનાં સ્થાનો અને સેંકડો ભયનાં સ્થાનો, પંડિત પુરુષને નહિ પરંતુ મૂર્ખ પુરુષને જ પ્રાપ્ત થાય છે. હું ઊંચો હાથ કરીને પુકારું છું તો પણ કોઈ મારું સાંભળતું નથી, કે ધર્મથી જ અર્થ અને કામની સિદ્ધિ થાય છે છતાં તેનું સેવન કેમ નથી થતું. કદાપિ કામ, ભય, લોભ કે જીવનના હેતુથી પણ ધર્મનો ત્યાગ ન કરવો; કારણ કે ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે, જીવ નિત્ય છે પણ આનો હેતુ તો અનિત્ય છે."

## श्रीपतिदेवस्तवन

नमः श्रीपतिदेवाय मम सौभाग्यहेतवे ।
त्वं सर्वदेवरूपो मे तस्मात्तुभ्यं नमो नमः ॥ १ ॥
नमः कान्ताय भर्त्रे मे ललाटतिलकाय च ।
नमः शान्ताय दान्ताय दुःखशान्तिविधायिने ॥ २ ॥

मम भूषणरूपाय सर्वथा सुखदायिने ।
ज्ञानप्रदाय नाथाय मम सर्वस्वरूपिणे ॥ ३ ॥
सतीमङ्गलरूपाय सतीप्राणेश्वराय च ।
नमस्कार्याय पूज्याय हृदाधाराय ते नमः ॥ ४ ॥
क्षमस्व भगवन्दोषं ज्ञानाज्ञानकृतं मया ।
पत्नीगुरो दयासिन्धो कृपां कुरु ममोपरि ॥ ५ ॥

**ભાવાર્થ**-"મારા સૌભાગ્યના કારણરૂપ શ્રી પતિદેવને મારા નમસ્કાર છે, આપ જ મારા સર્વદેવરૂપી છો તેથી આપને વારંવાર પ્રણામ છે. મારા કાન્ત, ભર્તા અને મારા લલાટના તિલકરૂપી આપને મારું નમન છે. આપ શાન્ત, સંયમ પાળનાર અને મારા દુઃખની શાન્તિ કરનારા છો તેથી આપને હું નમસ્કાર કરું છું, તેમજ આપ મારા ભૂષણરૂપી, સર્વ રીતે સુખ આપનારા, જ્ઞાનદાતા, સ્વામી, સર્વસ્વરૂપી, સતીના (મારા)મંગલરૂપ, સતીના (મારા) પ્રાણનાથ, નમવા યોગ્ય, પૂજવા યોગ્ય અને હૃદયના આધારરૂપી છો એવા આપને હું નમન કરું છું. હે ભગવન્! મેં જ્ઞાન અગર અજ્ઞાનથી કરેલા દોષને આપ ક્ષન્તવ્ય કરો અને હે દયાના સાગર, પત્નીના ગુરુ, મારા ઉપર આપ કૃપા કરો."

# અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

## ખુલાસો

આ ગ્રન્થના પૃષ્ઠ ૮૪ ની પંક્તિ ૮ માં અક્ષતયોનિ શબ્દનો અર્થ ૧ રજસ્વલા ન થઇ હોય અને ૨ પુરુષસંસર્ગમાં ન આવી હોય એમ બન્ને અર્થો કરેલા છે. તેમાં પહેલો અર્થ 'વયોનિર્ણયકાર' વગેરે એ કેટ-લીક અનુપપત્તિના પરિહાર માટે સ્વીકારેલો છે અને મેધાતિથિ પ્રભૃતિની બહુમતિ બીજા અર્થમાં છે. માટે 'અક્ષતયોનિ'પદનો અર્થ પ્રકરણાનુસાર યથાસંભવ સ્વીકારવો.



# શુદ્ધિપત્ર

—⊰⁂○⁂⊱—

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| તને | તેને | ૫ | ૧૯ |
| સંસાર | જગત | ૯ | ૧૦ |
| वघ्वश्वा | वघ्वश्व। | ૨૦ | ૧૮ |
| क्रोशन्ती | क्रोशन्तीं | ૨૩ | ૬ |
| પારમાથિક | પારમાર્થિક | ૨૪ | ૧૧ |
| તા | તો | ,, | ૨૭ |
| ष‸ात्रं | षड्रात्रं | ૩૫ | ૧૧ |
| પણ પ્રથમ | પણ દુષ્કાલમાં થએલા પ્રથમ | ૩૬ | ૨ |
| મનુ મહારાજ | યાજ્ઞવલ્ક્ય મહર્ષિ | ૩૯ | ૧ |
| ભાવવાળી | પતિવાળી | ,, | ૨ |
| સ્ત્રી | કન્યા | ,, | ૬ |
| वंश्या पति | वंश्या:पति | ૪૦ | ૩ |
| भागा पूजा | भागा:पूजा | ,, | ૨૩ |
| प्रतज्ञा | प्रतिज्ञा | ૪૫ | ૨૮ |
| स्पोपाय | स्पोषाय | ૪૭ | ૬ |
| હસ્તને | હસ્તનું | ૪૯ | ૨૧ |
| सत्रासात् | संत्रासात् | ૫૨ | ૨૮ |
| विद्वीषिर्णी | विद्वेषिर्णी | ૫૫ | ૧૦ |
| આત | અતિ | ૫૬ | ૧ |
| कृत्वा | कृत्वो | ૬૫ | ૧૪ |
| वृर्द्धि | वृद्धि | ૬૬ | ૧૧ |
| ઉપરથી વાત | ઉપરથી એ વાત | ૭૧ | ૨ |
| ઉપયોગ | જરૂર | ૮૦ | ૭ |
| ધિસંજ્ઞા | ધિસંજ્ઞા | ૮૧ | ૨૭ |
| ગર્ભધારણ | ગર્ભાધાન | ,, | ૨૩ |
| पोनर्भवेन | पौनर्भवेण | ૯૯ | ૨૧ |
| ચ્યની | ચ્યોના | ૯૪ | ૮ |

## થોડાક અભિપ્રાય

॥ श्रीहरिः ॥

## ॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

समस्तश्रुतिस्मृतिपुराणागमप्रमाणजेगीयमानशुद्धाद्वैतपुष्टिमार्गसंप्रदायपरमाचार्यवेदव्यासविष्णुस्वामिमतवर्त्ति श्री १००८ श्रीमद्वल्लभाचार्यवंशावतंसगोस्वामिकुलकौस्तुभाऽऽचार्यवर्य श्री १०८ श्रीगोकुलनाथमहाराजचरणानां स्वीयान्प्रत्येष निदेशः । यदिमौ बेटद्वारिकानिवासिनौ तत्रत्यपाठशालाध्यापकौ कृष्णदासभट्टात्मजौ लक्ष्मीरामलालजिशर्म्माणौ सुधियावस्मान् नारीधर्मप्रकाशनामकपुस्तकं समार्पयताम् । तत्र हि स्त्रीणां धर्मः सकलोऽपि मन्वादि धर्मशास्त्रैर्युक्तिपरम्पराभिश्च विरोधिदुर्युक्तिनिरासपूर्वकस्वसिद्धान्तप्रदर्शनसहितः सुंदरसरलगुर्जरभाषया निपुणतरं प्रतिपादितः । प्रसीदामो वयमेतत्परिश्रमेण वैदुष्येण च । संग्राह्यः सुपाठ्यश्चायं ग्रन्थ इति शम् ।

मि. आ. कृ. ११ सं. १९८५<br>बृहन्मंदिरम् बम्बई

आज्ञानुसारं<br>देवर्षिरमानाथशास्त्री<br>विद्याविभागाध्यक्षः

### શ્રીમદ્ગોસ્વામિકુલકૌસ્તુભાચાર્યવર્ય શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજશ્રીની આજ્ઞાનો

**ભાવાર્થ**–બેટ દ્વારિકા નિવાસીઓ **શાસ્ત્રી લક્ષ્મીરામ શર્મા** અને **શાસ્ત્રી લાલજી શર્મા** એઓએ રચેલું **"નારીધર્મ પ્રકાશ"** નામનું પુસ્તક નિરીક્ષણ માટે અમોને સમર્પ્યું છે. તે પુસ્તકમાં સ્ત્રીઓનો સંપૂર્ણ ધર્મ મન્વાદિકધર્મશાસ્ત્રો અને અનેક યુક્તિયોવડે વિરોધિયોની દુર્યુક્તિયોનું ખંડન કરી સ્વસિદ્ધાન્ત પ્રદર્શન સહિત સુંદર સરલ ગુર્જર ભાષાવડે નિપુણતાથી પ્રતિપાદિત કરેલો છે. ગ્રન્થકારોના પરિશ્રમ અને વિદ્વત્તાથી અમો પ્રસન્ન થઇએ છીએ. આ ગ્રન્થ અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય; તથા પઠન કરાવવા યોગ્ય છે.

મિ. ગુ. ભા. કૃ. ૧૧<br>સં. ૧૯૮૫<br>મહોટું મંદિર મુંબઇ.

આજ્ઞાનુસાર<br>**દેવર્ષિ રમાનાથ શાસ્ત્રી.**<br>વિદ્યા વિભાગાધ્યક્ષ.

## ॥ श्री नवनीतमोहनौ जयतः ॥

स्वस्ति श्रीमच्छुद्धाद्वैतसंप्रदायानुवर्त्तिश्रीमद्वल्लभाचार्यवश्यश्रीमत्प्रभुनवनीतनलिनचरणचञ्चरीकवैष्णवाचार्यश्रीमद्गोस्वामिश्रीजीवनेशाचार्यात्मजश्रीरणछोडलालशर्म्मणां स्वकीयेषु शास्त्रिलक्ष्मीरामशर्मसु लालजीशर्मसु च शुभाशिषः समुल्लसन्तुतराम् । अपरञ्च युष्मदुपहारीकृतं "नारीधर्मप्रकाश" संज्ञकं स्त्रीहितोपदेशकं निबंधं नयनगोचरतां समवातीतराम । समतुष्याम च निबन्धमेनमामूलान्तं पठित्वा । अत्र हि कन्यालक्षणं, स्त्रीशिक्षणलक्ष्यं, स्त्रीस्वातन्त्र्यव्यवस्था, विवाहोद्देश्यं, वैधव्यधर्माश्चेत्याद्यत्यन्तोपयुक्ता विषयाः संक्षेपेण, शास्त्रानुकूलं मञ्जुलया गुर्जरगिरा च निवेशिताः सर्वथा स्त्रीजगत उपकाराय भविष्यन्तीति नो बुद्धिः । किञ्च महिलाहितकृत्प्रायः किमपि नोज्झितं नाप्यनपेक्षितं निवेशितमत्र वृथा ग्रन्थसंवर्धनाया इत्यपि दृक्पथं पथिकायते प्रबन्धस्यास्यवाचनेन । संप्रति कालप्रभावतो दिनेदिने ह्रासमृच्छन्तीष्वार्यविद्यासु सत्यं विरला एवैवंविधप्रबंधप्रणेतार इति नूनं भवन्तौ धन्यवादार्हावेतन्निबंधनिर्माणेन । स्त्रीधर्ममधिजिगांसवः सर्वेऽपि निबन्धमेनं संगृह्य स्वपरिवारे प्रचारं नीत्वा चादर्शस्त्रीजीवनं समुन्नमयिष्यन्तीति सानन्दमभिप्रेमः ।

लालबाबा मंदिरम्
महाम्नातः

### શ્રીમદ્ગોસ્વામિવંશવિભૂષણાચાર્યવર્ય શ્રી ૧૦૮ શ્રી રણછોડલાલજી મહારાજશ્રીના આશીર્વાદપૂર્વક અભિપ્રાય

**ભાવાર્થ**—તમોએ ભેટ કરેલ સ્ત્રીઓના હિતને ઉપદેશનાર **નારીધર્મ પ્રકાશ** નામના નિબંધનું અમોએ નિરીક્ષણ કર્યું છે. આ નિબંધનું સાદ્યન્ત અવલોકન કરી અમો પ્રસન્ન થયા છીએ. ગ્રન્થમાં કન્યા લક્ષણ, સ્ત્રી શિક્ષણનું લક્ષ્ય, સ્ત્રીસ્વાતંત્ર્યવ્યવસ્થા, વિવાહનો ઉદ્દેશ અને વિધવાના ધર્મો, વગેરે અત્યન્ત ઉપયુક્ત વિષયો સંક્ષેપથી શાસ્ત્રોને અનુકૂલ રહી કોમલ ગુર્જર ભાષાથી નિવેશ કરવામાં આવ્યા છે અને તે સર્વ વિષયો જરૂર સ્ત્રી સમાજને ઉપકારક થશે એમ અમારું માનવું છે. સ્ત્રી હિતદર્શક પ્રાયઃ કોઇ

પણ વિષય આ ગ્રન્થમાં છૂટયો નથી તેમ વ્યર્થ ગ્રન્થવિસ્તાર માટે અનુપયોગી વિષયોનો નિવેશ પણ કરવામાં આવ્યો નથી એ પણ પ્રકૃત નિબંધના વાચનથી નેત્ર સામે તરી આવે છે.

આજકાલ સમયના પ્રભાવથી પ્રતિદિન આર્યવિદ્યાઓ વિનાશને પ્રાપ્ત થતી જાય છે તેવા સમયમાં ખરેખર આવા પ્રકારના નિબંધને રચનારાઓ વિરલા છે. પ્રકૃત નિબંધના નિર્માણથી તમોને ધન્યવાદ ઘટે છે. સ્ત્રીધર્મને જાણવા ઇચ્છનાર સર્વે કોઇ આ નિબંધનો સંગ્રહ કરી, પોતાના કુટુંબમાં તેનો પ્રચાર કરી, સ્ત્રીજીવનને ઉન્નત બનાવશે એમ અમો આનંદપૂર્વક અભિપ્રાય આપીએ છીએ.

તા૦ ૧૫-૧૦-૨૮ **લાલબાવા મંદિર મુંબઈ.**

---

**श्रीः**

श्रीमहागणपतये नमः पण्डित श्रीलक्ष्मीरामजी शर्माकी कृपासे मुझे "नारी धर्मप्रकाश" नामक पुस्तक देखनेको सुअवसर प्राप्त हुआ है, पुस्तक समन्वयकी शैलीसे लिखी गई है, रजोधर्मके उत्तर आवश्यक गर्भाधान संस्कारके निरूपणमें कर्त्ताको वैद्यकशास्त्रका मुखावलोकन और वातावरणका अनुरोध करना पड़ाहै। प्रथमतो "ऊनद्वादशवर्षायां" यह पाठ प्राचीन है और दूसरी बात यह है कि जिस प्रकार ऋतुकी उत्तररात्रियोंको वैद्यकशास्त्रने पुष्ट संततिके हेतु होनेसे गर्भाधानमें प्रशस्त माना है। उसी प्रकार अवस्था विशेषमें गर्भाधानको प्रशस्त माना है। इससे यह सिद्धान्त नहीं निकलता कि अनिषिद्ध पूर्व रात्रियां वर्ज्य है। प्रथमादि ऋतूत्तरकाल वर्ज्य है। पुरुषकी अवस्थाके योग्य और ऋत्वन्तर्गत युग्म अथवा अयुग्म षड् रात्रिगमन संबन्धी सिद्धान्तके अनुकूल होनेपर भी निःसंदेह योग्य संतान होंगे। दुर्बलताका कारण है माया ब्रह्मका अनुकरण और परपत्नीगमन। स्त्रीयोंकी दिनचर्योका उल्लेख सर्वथा सशास्त्र है। स्त्रियोंको उचित साहचर्य या संस्कारके कारण वे चाहे जिस भगवत्स्वरूपके अनुयायिनी हों विशिष्टरूपसे जीवित या मृत दशामें अपने पतिपर-

मात्माको न भूलें। परिश्रमकी दृष्टिसे देखा जाय तो ग्रन्थकारोंने अनेको ग्रन्थोंके देखनेमें कमी नहीं की है तथापि ग्रन्थका मूल्य अतिस्वल्प है। आस्तिक या भ्रान्त गृहस्थोंसे मेरी सूचना है की इस पुस्तकको श्रीमद्-भगवद्गीताके समान व्यापक बनानेसे पीछे न रहे।

**रमापतिमिश्र**

**प्रधानाध्यापक गो० ते० संस्कृतपाठशाला**

**गोवालिया तलाव मुंबई.**

---

"ગુજરાતી" તા૦ ૨૧-૧૦-૨૮.

**નારી ધર્મપ્રકાશ:** યોજક તથા પ્રકાશક: **શાસ્ત્રી લક્ષ્મીરામ શર્મા** અને **શાસ્ત્રી લાલજી શર્મા** શેઠ માધવજી ડાકરશીનો માળો નં. ૩-૭ પોપટવાડી, કાલબાદેવી. મુંબઈ. દ્વિતીય આવૃત્તિ: મૂલ્ય રૂ. ૦-૧૦-૦

પ્રસ્તુત લઘુ પુસ્તિકામાં નારીના ધર્મોનું જુદી જુદી સ્મૃતિઓ અને બીજા શાસ્ત્રોક્ત પૂરાવાને આધારે સુન્દર નિરૂપણ કરેલું છે. કન્યા, ગૃહિણી અને વિધવા એવા સ્ત્રીજીવનના ત્રણ વિભાગો પાડી તે દરેકનાં કર્તવ્યનો વિસ્તૃત સ્ફોટ કર્યો છે. ભાષા સાદી અને સરળ છે. સ્થળે સ્થળે સ્મૃતિઓ-ના શ્લોકો આપ્યા છે. આ પ્રકારના ધર્મો આજના બદલાતા યુગમાં કેટ-લાકોને ન રૂચે એ સ્વાભાવિક છે. પરંતુ સમાજને વ્યવસ્થિત રાખવા માટે અને વ્યક્તિ કરતાં સમુદાયના હિતાર્થે તેમ જ ઐહિક કરતાં પારલૌકિક લાભ માટે પ્રાચીન કાળમાં ઋષિમુનિઓએ મનુષ્યોના ધર્મનું નિરૂપણ કર્યું છે; એ મુદ્દો ધ્યાનમાં લેનાર તેનું સાર્થક્ય સમજ્યા વગર નહિ રહે.

---

મુંબઈ, તા૦ ૧૯-૧૦-૨૮.

શ્રીયુત

શાસ્ત્રીજી **લક્ષ્મીરામ કૃષ્ણદાસ** ભટ્ટ તથા શાસ્ત્રીજી **લાલજી કૃષ્ણદાસ ભટ્ટ.**

હમણાં હમણાં હીંદુસમાજમાં ધાર્મિક તેમ જ સાંસારિક બાબતોમાં ન ઇચ્છવા યોગ્ય પરિવર્તન કરનારા સુધારકો તરફથી જે આંદોલનો થાય છે અને તેને લીધે હિંદસમાજના સ્ત્રીપુરુષો અનેક જાતના સંશયોમાં પડવાથી

કેટલાક અધાર્મિક પરિવર્તનના ભોગી બને છે તેવે સમયે આપ ભેઉ બન્ધુ-ઓએ આ "નારીધર્મપ્રકાશ" નામનું પુસ્તક બહાર પાડી હિંદુસમાજની સારી સેવા બજાવી છે એમ કહ્યા વગર રહી શકાય નહિ. કન્યાના જન્મથી લઈ તેના જીવનની અવધિ સુધીની દરેક સ્થિતિઓમાં સ્ત્રીનાં શું શું ધર્મો છે તે શાસ્ત્રપ્રમાણોથી આપે, સરલ ગુજરાતી ભાષામાં જાહેરમા મૂકી સ્ત્રીસમાજને ઉંધે રસ્તે દોરવાના પ્રયત્નોથી બચાવી સ્વધર્મમાર્ગમાં પ્રવૃત્ત કરવા માટે રચેલું આ પુસ્તક ઘણું જ ઉપયોગી નીવડશે અને હું આશા રાખું છું કે શિક્ષિત કુમારિકાઓ તથા વિવાહિત સ્ત્રીઓ આ લઘુ પુસ્તક વાંચશે તો ખરે જ તેઓ શાસ્ત્રોક્ત વિચારો સંપાદન કરી પોતાના તથા કુટુમ્બના જીવનને આર્યદૃષ્ટિએ સફળ અને સુખમય બનાવી શકશે.

ડા. દેવીદાસ માધવજી ઠાકરશી. જે. પી.

---

મુંબઇ તા૦ તા૦ ૧૫-૧૦-૨૮.

આપે મોકલેલ "નારીધર્મ પ્રકાશ" નામક ગ્રન્થ હું વાંચી ગયો છું. સનાતનધર્મની દૃષ્ટિએ લખાયલું આ પુસ્તક ઘણું સુંદર છે. ભગવાન્ મનુ કહે છે કે धर्मो रक्षति रक्षितः તે વચન આ કલિયુગમાં દૃષ્ટિ સમક્ષ રાખવાની જરૂર છે. ધાર્મિક તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ સ્ત્રીઓની પ્રતિષ્ઠા આ દેશમાં કોઇ પણ દેશ કરતાં ઓછી નથી. પશ્ચિમના દેશોમાં સ્ત્રીધનનો હક્ક તો થોડા સમય પૂર્વે જ પ્રાપ્ત થયો કે જ્યારે આ દેશમાં મનુના કાલથી તે સ્વીકૃત કરાયેલો છે વળી સ્મૃતિકાર પોતેજ કહે છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः અવશ્ય મનુએ સ્વતંત્રતા અને સ્વૈરાચાર વચ્ચે ભેદ યોજેલો છે પણ તેવો ભેદ તો કોઇ પણ વ્યવહારનીતિજ્ઞ પુરુષ સ્વીકારશે. આપે અનેક ધાર્મિક ગ્રન્થોનો આધાર લઇ આ પુસ્તક રચ્યું છે અને તે યોગ્ય જ છે. સ્ત્રીઓને આ પુસ્તક જરૂર ઉપયોગી અને માર્ગદર્શક બનશે તેમાં શક નથી. અત્યારે ધાર્મિક સાહિત્ય ઘણું ઓછું બહાર પડે છે તેવે સમયે આપનો આ પ્રયાસ વિશેષ આદરણીય છે.

ભાટિયા હાઇસ્કૂલ.<br>કોટ. મુંબઈ.<br>તા૦ ૧૧-૧૦-૨૮.

જ. હ. ત્રિવેદી<br>પ્રિન્સિપાલ મ. ક. નાથા<br>ભાટીયા હાઇસ્કૂલ.

"નારીધર્મપ્રકાશ" આ ગ્રન્થમાં ઉપનિષદો, પુરાણો, સ્મૃતિ આદિ અનેક ગ્રન્થોના વિવિધ પ્રમાણો આપીને આર્ય સંસ્કૃતિ અનુસાર સ્ત્રીઓનો ધર્મ કહ્યો છે, તે જણાવ્યું છે, ગુજરાતી ભાષામાં આવો ગ્રન્થ પહેલો જ છે. સ્ત્રીસ્વચ્છંદતાના હીમાયતીઓએ આ ગ્રન્થ વાંચી મનન કરવા જેવો છે. બન્ને વિદ્વાનોએ આ ગ્રન્થમાં શ્રમ લઈ હિંદુ જનતા ઉપર ઉપકાર કર્યો છે.

શુદ્ધાદ્વૈત વર્ષ ૧. અંક ૧. પૃ. ૨૩૩.

---

લુનાવલા તા૦ ૧૫–૧૨–૨૭.

શ્રીયુત શાસ્ત્રીજી મહારાજ !

આપે આપેલ "નારીધર્મપ્રકાશ" નામનું પુસ્તક વાચતાં બહુ જ આનંદ થયો છે. આપે શાસ્ત્રીય સ્ત્રીધર્મનું ખૂબ ઉંડા ઉતરી શોધન કર્યું છે. ઘણી જ અસરકારક શૈલીથી નીતિ અને ધર્મ સમજાવ્યાં છે. વ્યવહારને પણ પૂર્ણ વિચાર્યો છે. આજકાલ પાશ્ચાત્યસંસર્ગથી પ્રતિદિન વધતી જતી પશુતુલ્ય વૃત્તિને સુધારી ધર્મમાં સુદૃઢ બનાવવા આવા ધાર્મિક ગ્રન્થો જ વિશેષ ઉપકારક થાય છે. એકંદર આપનો આ ગ્રન્થ આર્યસ્ત્રીઓના સત્યધર્મને દર્શાવનારો હોવાથી સ્ત્રીઓને પરમ હિતકારક છે.

રા. રા. શ્રીયુત રંગનાથ શંભુનાથ ધારેખાન બી. એ.
વડોદરા રાજ્ય. કડી પ્રાન્ત માજી નાયબ સુબા.

---

મુંબઇ તા૦ ૨૦–૧૦–૨૮.

માન્યવર શાસ્ત્રી શ્રી લક્ષ્મીરામ કૃષ્ણદાસ ભટ્ટ તથા
શાસ્ત્રી લાલજી કૃષ્ણદાસ ભટ્ટની સેવામાં મુંબઈ.

આપના તરફથી પ્રકાશિત થયેલા નારીધર્મ પ્રકાશ અથવા સ્ત્રીઓના જીવનની સફળતાનો રાજમાર્ગ નામક ગ્રંથના પ્રુફ વાંચતાં એ ગ્રંથના વાચનનો અચિંત્ય લાભ મળ્યો અને ગ્રંથના અવલોકનથી અતિશય સંતોષ થયો. ગુર્જર સાહિત્યમાં આર્ય કન્યાઓ, આર્ય ગૃહિણીઓ તથા આર્ય વિધવાઓના જીવનની સફળતાના રાજમાર્ગને દર્શાવનારા આવા ગ્રન્થોની જે ન્યૂનતા દૃષ્ટિગોચર થાય છે તે ન્યૂનતાની આ ગ્રન્થના પ્રકાશનથી આંશિક પૂર્તિ થયેલી છે એવી મારી માન્યતા છે. કેટલાક વિષયોમાં વ્યવહારિક મતભેદ હોવા છતાં મારે એટલું તો સ્વીકારવું જોઇએ કે આપના આ ગ્રંથના યોગે આર્યનારીસમાજ આપ બંધુદ્વયનો અવશ્ય ઋણી રહેશે. હું ઈચ્છું છું કે આવા જ પ્રકારના નારીજીવનના ભિન્ન ભિન્ન ધર્મોના નિદર્શક અને આર્યનારીઓને તેમના પ્રાચીન ગૌરવાન્વિત જીવનનું સંપૂર્ણ ભાન કરાવનારા અન્ય ગ્રન્થો પણ આપ વિદ્વદ્ બંધુયુગ્મની ઓજસ્વિની લેખિનીથી લખાય.

આપનો હિતેષી ઠક્કુર નારાયણ વિસનજી.

श्रीहरिः

श्री द्वारिकेशायनमः

# નારીધર્મપ્રકાશ

## પ્રથમ કિરણ

**नत्वा प्रभुं द्वारिकेशम् निखिलार्थैकसिद्धिदम् ॥**
**स्त्रीणां सद्धर्मबोधाय प्रकाशोऽयं वितन्यते ॥ १ ॥**

**નારીનું સ્વરૂપ અને તેના ધર્મનું રહસ્ય**

નારીધર્મનો વિચાર કરતાં પ્રથમ નારીનું સ્વરૂપ શું છે ? તે સમજવાની ખાસ જરૂર છે, દરેક વસ્તુનું જેવું સ્વરૂપ હોય તેવા જ તેના ધર્મો હોય છે, યોગભાષ્યમાં ધર્મનું સામાન્ય સર્વગત લક્ષણ બતાવવામાં આવ્યું છે કે **योग्यतावच्छिन्ना धर्मिणः शक्तिरेव-धर्मः** અર્થાત્ ધર્મિ (વસ્તુ)ની યોગ્યતા યુક્ત શક્તિ જ તેમનો ધર્મ છે ત્યારે આ સ્થલે પણ નારીઓના ધર્મનું નિરૂપણ કરવાનું હોવાથી પહેલાં નારીના સ્વરૂપ વિષે વિચારતાં વેદ અને ધર્મ શાસ્ત્રના ગ્રન્થોથી એમ સ્પષ્ટ સમજાય છે કે સૃષ્ટિના આદિ-કાલમાં જે સર્વ કારણનું પણ કારણરૂપ તત્ત્વ શાસ્ત્રકારોએ માનેલું છે તેમનો પરમાત્મા, પુરુષોત્તમ, ભગવાન્ વગેરે પુલ્લિંગ શબ્દોથી જ વિશેષ વ્યવહાર કરવામાં આવ્યો છે, જેમકે **स आत्मानं स्वयमकुरुत, "स एकाकी न रमते" "एतस्मादात्मनः सकाशात्" पुरुषान्नपरं किञ्चित्"** વગેરે શ્રુતિઓ તેમ જ **"अहं सर्वस्य जगतः प्रभवः" "मत्तः सर्वं प्रवर्त्तते"** વગેરે શ્રીકૃષ્ણના વાકયરૂપ સ્મૃતિઓમાં પણ બતા-

વ્યા પ્રમાણે મૂલતત્ત્વ તો પુરુષરૂપ જ છે એમાં સંદેહ નથી અને એ જ પુરુષોત્તમરૂપ પરમાત્માને જ્યારે ક્રીડા કરવાની ઇચ્છા થઇ ત્યારે તેણે પોતામાંથી બીજું તત્ત્વ જે પ્રકટ કર્યું, તેનો અધિક વ્યવહાર માયા પ્રકૃતિ કે શક્તિ વગેરે સ્ત્રીલિંગ શબ્દોથી જ શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે. જેમકે सोऽनुवीक्ष्य नान्यदात्मनोऽपश्यत्, स इममेवात्मानं द्विधाऽपातयत् ततः पतिश्च पत्नीचाभवताम्, बृ-उपनिषद् તેમ જ द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ॥ अर्धेन नारी तस्यां स विराजमसृजत् प्रभुः। मनुस्मृतिः। सा वा एतस्य संद्रष्टुः शक्तिः सदसदात्मिका ॥ माया नाम महाराज ययेदं निर्ममे विभुः, श्रीमद्भागवतम्, વગેરે શ્રુતિસ્મૃતિ તથા પુરાણોમાં દર્શાવ્યા પ્રમાણે પુરુષ અને સ્ત્રી એવા બન્ને રૂપો ધારણ કરીને પરમાત્માએ પોતે જ સૃષ્ટિવિકાસ કર્યો છે એ વેદપ્રતિપાદ્ય શુદ્ધ અદ્વૈત સિદ્ધાન્ત છે. જેમ પરમાત્માએ પોતાની શક્તિને સ્વવશમાં રાખીને જ જગદ્રચના કરી છે અને શક્તિ કે પ્રકૃતિ પણ શક્તિમાન્ પરમાત્માને આધીન છે તેમજ સ્ત્રી અને પુરુષના સંબંધમાં પણ તેવા પ્રકારનો જ ન્યૂનાધિક (નિયમ્યનિયામક) ભાવ સ્વભાવથી જ રહ્યો છે. જો કે પુરુષ અને સ્ત્રી બન્નેના જીવસ્વરૂપનો પ્રકાર પ્રભુનો અંશ સૂક્ષ્મ ચેતન રૂપે એક સરખો જ છે પરન્તુ દેહના તારતંમ્યથી તે તે જીવના કલ્યાણનો માર્ગ અમુક અંશે જૂદો જ છે. પુરુષ દેહધારી જીવમાં પરમાત્માના ધર્મો કેટલેક અંશે અનુસ્યૂત (વ્યાપી રહેલા) છે અને સ્ત્રીદેહધારી જીવમાં પ્રભુશક્તિ કે પ્રકૃતિના ધર્મો વિશેષરૂપે રહેલા છે. મહર્ષિ પરાશરે કહ્યું છે કે

देवतिर्यङ्मनुष्यादौ पुन्नाम्नि भगवान् हरिः ॥
स्त्रीनाम्नि लक्ष्मीर्मैत्रेय नानयोर्विद्यते परम्

અર્થાત્ દેવ પશુ પક્ષિ તથા મનુષ્યાદિ પુરુષ નામધારી પ્રાણીઓમાં વિષ્ણુરૂપે પરમાત્મા રહ્યા છે અને સ્ત્રી નામધારી પ્રાણીઓમાં શ્રીલક્ષ્મીરૂપે પ્રભુ જ રહેલા છે. આ સમસ્ત વિશ્વમાં

શ્રીલક્ષ્મી અને નારાયણ સિવાય અન્ય તત્ત્વ તો નથી જ, માટે સ્ત્રીઓ પ્રકૃતિ અથવા લક્ષ્મીરૂપ અને પુરુષો પરમાત્મા અગર નારાયણરૂપ હોવાથી તે બન્નેનું શ્રેય પણ પરમાત્મા તથા પ્રકૃતિ અર્થાત્ રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ કે ઉમામહેશ્વર એ દિવ્ય દમ્પતીના જેવા પરસ્પર સંબંધમાં રહી કર્તવ્યપરાયણ થવાથી જ થઈ શકે છે અને તેવા સ્વસ્વપ્રકૃતિને અનુકૂલ કલ્યાણકારક કર્તવ્યને શાસ્ત્રકારોએ ધર્મ એવું નામ આપેલું છે; જેમ કે यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः અર્થાત્ જેનાથી પોતાના અભ્યુદય અને પરમશ્રેયની સિદ્ધિ થાય તેનું નામ જ ધર્મ છે. જેમ સૃષ્ટિના પૂર્વકાલમાં એક પરમાત્મામાંથી જ પ્રકટ થયેલી પ્રકૃતિ મધ્યકાલમાં પ્રભુને અવલંબીને જ પ્રભુનું કાર્ય કરી રહી છે, અને છેવટમાં પણ તેણે પરમાત્મામાં જ લીન થવાનું છે, અને એ જ તેની પરમગતિ છે તેવી જ રીતે સ્ત્રીદેહધારી જીવ વિશેષતાથી પ્રકૃતિધર્મયુક્ત હોવાથી તેને પણ પ્રકૃતિ કે આદ્યશક્તિની માફક પૂર્ણ બ્રહ્મ પરમાત્મામાં તન્મયતા પ્રાપ્ત કર્યા સિવાય પરમાનંદની પ્રાપ્તિ થવી અશકય જ છે. સ્ત્રીઓની પરમાત્મામાં તન્મયતા સિદ્ધ થવા માટે પ્રથમ પુરુષદેહધારી પોતાના પતિમાં પ્રભુભાવથી તન્મયતા કરતાં ક્રમે ક્રમે પુરુષોત્તમ સ્વરૂપ પરમાત્મામાં સંપૂર્ણ રીતે લીન થઈ પરમાનંદનો અનુભવ કરી શકે છે, એ જ હેતુથી સ્ત્રીઓને માટે પાતિવ્રત્યધર્મનો શાસ્ત્રકારોએ ઉપદેશ કર્યો છે અને પુરુષદેહધારી જીવને પોતાનું શ્રેય પ્રાપ્ત કરવા માટે સ્ત્રી તન્મયતા સિવાય સ્વતંત્ર રીતે જ; માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રી પુત્રાદિકમાંથી પોતાની આસક્તિ હટાવી કેવલ પરમાત્મામાં જ અનન્ય વિશુદ્ધ પ્રેમ કરવાનું શાસ્ત્રમાં દૃષ્ટિગોચર થાય છે; કારણ કે તેનામાં જગત્કર્તા પરમાત્માના સ્વાતંત્ર્ય અને ત્યાગ વગેરે ધર્મો સ્વભાવથી વિશેષ રૂપમાં રહેલા છે માટે કર્મમીમાંસામાં કહ્યું છે કે त्यागपरः पुरुषधर्मः એટલે કે

પુરુષનો ધર્મ ત્યાગમૂલક છે. શ્રીગીતાજીમાં પણ એવો જ ઉપદેશ જોવામાં આવે છે, જેમ કે,

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ॥**
**अनेन प्रसविष्यध्वमेष वोस्त्विष्टकामधुक् ॥**

અર્થ–"પ્રજાપતિએ પ્રથમ યજ્ઞના અધિકારી પ્રજાવર્ગને યજ્ઞ સહિત ઉત્પન્ન કરીને તેને આ પ્રમાણે આજ્ઞા આપી હતી કે આ યજ્ઞવડે તમો સૃષ્ટિ ઉત્પન્ન કરો અને આ યજ્ઞ તમને સર્વકામના પૂરનાર થાઓ." આ ઉપરથી પણ એ નિશ્ચિત થાય છે કે યજ્ઞપ્રધાન પુરુષ ધર્મ છે; પુરુષ યજ્ઞ દ્વારા તે તે પ્રકૃત્યંશના ત્યાગથી પોતાની સમસ્ત વૃત્તિઓને મહાપુરુષમાં જ લીન કરવાથી પ્રકૃતિથી મુક્ત થાય છે, સાંખ્ય સિદ્ધાન્ત પ્રમાણે પ્રકૃતિનું તિરોધાન થવાથી પુરુષ આનંદમય પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને તેવી સ્વસ્વરૂપ પ્રાપ્તિને મુક્તિ કહેવામાં આવી છે. પુરુષને સ્ત્રીમાં તન્મયતાને બદલે ઉલટું તેનાથી અલિપ્ત રહી સ્વતંત્ર રીતે ત્યાગમૂલક (ત્યાગ સિવાય ન થઇ શકે તેવા) સ્વધર્માનુષ્ઠાનથી જેમ મુક્તિનો પ્રકાર શાસ્ત્રસિદ્ધ છે તેવી રીતે સ્ત્રીની મુક્તિ સ્વતંત્ર રીતે ત્યાગમૂલક ધર્મથી હોઇ શકતી નથી; કારણ કે, સ્ત્રી પ્રકૃતિની માફક સ્વભાવથી અપૂર્ણ હોવાથી તેને પૂર્ણ થયા સિવાય અર્થાત્ પુરુષમાં તન્મય થયા સિવાય મુક્ત થવું અશક્ય છે, જેમ નદીઓ અને નાનાં ઝરણાઓના પ્રવાહો મ્હોટા પૂર્ણ પ્રવાહની સાથે મળવાથી જ પરિપૂર્ણ સમુદ્રને મળી શકે છે અને પોતાના નામ રૂપથી મુક્ત થઇ સમુદ્ર સ્વરૂપ થઇ જાય છે તેવી જ રીતે પૂર્ણપુરુષમાં લીન થયા પછી જ અપૂર્ણપ્રકૃતિવાળી નારીઓ પૂર્ણ થાય છે માટે સ્ત્રીઓને પોતાના પતિદેવરૂપ પરમાત્મા (પુરુષ)માં લીનકારક ધર્મ જ હિતકારક છે, અને તેથી વિપરીત ધર્મ અનિષ્ટકારક છે. મહર્ષિઓએ આ વિષયમાં પૂર્ણ વિચાર કરી તપઃપ્રધાન પાતિવ્રત્યધર્મ જ

સ્ત્રીઓને માટે પોતપોતાના ગ્રન્થોમાં ખરી રીતે બતાવ્યો છે. સ્વભાવથી ચંચલ રહેલી ઇંદ્રિયની વૃત્તિઓને બીજા વિષયોમાંથી હટાવવી અને તેમને માટે ઇંદ્રિયોનો સંયમ કરવો તેનું નામ જ તપ છે. સ્ત્રીઓ તપોમૂલક (તપશ્ચર્યા સિવાય ન થઇ શકે તવા) પાતિવ્રત્યધર્મથી પોતાની સમગ્ર વૃત્તિઓને પતિમાં લીન કરી શકે છે જેથી તે તપોમૂલક પાતિવ્રત્યધર્મ જ સ્ત્રીઓનો એક મુખ્ય ધર્મ છે. કર્મમીમાંસામાં પણ तपःप्रधानो नार्य्याः (धर्मः) એ વચનથી પૂર્વોક્ત પ્રકારનો ધર્મ જ સ્ત્રીઓ માટે કહેવામાં આવ્યો છે, આથી એ વાત સિદ્ધ થાય છે કે ત્યાગમૂલક પુરુષધર્મ અને તપોમૂલક સ્ત્રીધર્મ, સ્ત્રી અને પુરુષધર્મ વચ્ચે આટલી જ. વિશેષ વિલક્ષણતા રહી છે. સ્ત્રીધર્મનું રહસ્ય ફક્ત તપશ્ચર્યા જ હોવાથી પોતાના પતિમાં વિશેષ સદ્‌ગુણો હોય યા ન હોય તો પણ સહિષ્ણુતાથી તેની સેવા કરવાનું મનુ ભગવાને કહ્યું છે જેમ કે,

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ॥**
**उपचर्य्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ।**

मनु. स्मृ. अ. ५–१५४

ભાવાર્થ–"બુરા સ્વભાવનો, કામી, ગુણથી રહિત, અથવા ગમે તેવા પણ પતિની સ્ત્રીએ સદા સેવા કરવી અને તેને દેવવત્ માનવો." પૂર્વોક્ત પ્રમાણથી તપરૂપ પતિસેવામૂલક સ્ત્રીધર્મ હોવાનું જણાય છે. સિવાય પણ શાસ્ત્રમાં કહ્યું છે કે,

**नास्ति स्त्रीणां पृथग् यज्ञो न व्रतं नाप्युपासितम् ॥**
**पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ मनु. अ. ९ ॥**

અર્થ–"પતિ કરતાં જૂદી રીતે સ્ત્રીઓને યજ્ઞ, વ્રત અથવા ઉપવાસાદિ કરવાનો વિધિ નથી. કેવળ પતિસેવાથી જ તેમને સ્વર્ગપ્રાપ્તિ થાય છે." સમસ્ત સ્ત્રીઓએ આ વાત લક્ષ્યમાં રાખી પતિની આજ્ઞાનુસાર વર્તવું અને તેની જ રુચિ પ્રમાણે

વિશેષ ધર્માચરણ કરવું, પરન્તુ પતિનું અપ્રિય ન આચરવું. સર્વ રીતે પતિને અનુકૂલ વર્તવામાં એક વાત ખાસ લક્ષ્યમાં રાખવાની છે કે पतिन्त्वपतितंभजेत् (પતિત ન થયેલા પતિને ભજવો) આમ શાસ્ત્ર સ્પષ્ટ આજ્ઞા કરતું હોવાથી જેનો પતિ કુસંગ વગેરેને લીધે પાપ કરવા તૈયાર થાય તો તેવા કામમાં સ્ત્રીએ ટેકો ન આપતાં ડાહ્યા પ્રધાનની જેમ પોતાના સ્વામીને સલાહ આપી તેને સદ્દબુદ્ધિ આપવા માટે પ્રભુની પ્રાર્થના કરવી છતાં પણ ન અટકતાં અત્યન્ત પાપ કરી તે પતિત થઇ (વટલી) જતાં તેનો સંગ પણ છુટી જાય તો પોતાના કલ્યાણ માટે બ્રહ્મચર્ય પાળી જગત્પતિ (પ્રભુ)ની સેવામાં જ જીવન પુરું કરવું. આવા ધર્મવાળી નારીના ધર્મો શાસ્ત્રમાં આ પ્રકારે કહ્યા છેઃ

પતિવ્રતાનાં સામાન્ય લક્ષણો.

भुङ्क्ते भुक्तेऽथ या पत्यौ दुःखिते दुःखिता च या।
मुदिते मुदितात्यर्थं प्रोषिते मलिनाम्बरा।
सुप्ते पत्यौ च या शेते पूर्वमेव प्रबुध्यते॥
प्रविशेच्चैव या वह्नौ याते भर्तरि पञ्चताम्॥
नान्यं कामयते चित्ते विज्ञेया सा पतिव्रता॥

અર્થ–"પતિ જમ્યા પછી પોતે જમે, પતિના દુઃખથી જે દુઃખ માને, પતિની પ્રસન્નતાથી જ પોતે પ્રસન્ન રહે, પતિ વિદેશ જવાથી વિશેષ અલંકાર વિગેરે ન ધારણ કરે, પતિ સૂતા પછી પોતે સૂવે, પતિથી પ્રથમ જાગે તેમ જ પતિના અવસાનથી અગ્નિમાં પ્રવેશ કરે અગર સર્વ દશામાં બીજા પુરુષની ઇચ્છા ન કરતાં પોતાનો ધર્મ પાળે તે ઉત્તમ પતિવ્રતા કહેવાય છે."

પાતિવ્રત્યધર્મનું ફલ

કોઇ પણ જીવ અનેક યોનિઓમાં ભટકતો મનુષ્યયોનીને પામે એ જ પ્રથમ તેની ઉન્નત દશા છે, અને એવી ઉચ્ચ દશાએ પહોંચ્યા પછી પણ પોતાના શ્રેયઃસંપાદનમાં સાવધાન ન રહે તે ખરેખર દુર્લભ એવા માનવ દેહને વ્યર્થ ગુમાવે છે. માટે

સ્ત્રીપુરુષ દેહધારી સમસ્ત જીવોએ સંસારના દુઃખમય ભ્રમણ-માંથી મુક્ત થવા સારુ અવશ્ય સ્વધર્મનું આચરણ કરવું જોઈએ. સ્ત્રીઓએ આ વાત લક્ષ્યમાં લઇ પોતાના શ્રેયની ઇચ્છાથી પ્રમા-દને ત્યાગી બરોબર નિયમથી પાતિવ્રત્યધર્મ પાળવો ઉચિત છે અને તેવા પાતિવ્રત્યધર્મથી સ્ત્રીઓનો મોક્ષ છે. શાસ્ત્રમાં સ્ત્રીઓના મોક્ષ માટે નીચે મુજબ ક્રમ બતાવ્યો છે. સ્વર્ગ-સુખાભિલાષિણી પતિવ્રતા પ્રથમ પાતિવ્રત્યધર્મ પાળવાથી પતિમાં લીન થઇ દેહત્યાગ થયા બાદ પતિલોકમાં પતિ સાથે વસે છે, ત્યાંનું ભોગ્યસુખ ભોગવી પુનઃ સંસારમાં આવી પુરુષદેહને પામે છે, બાદ તે દેહ વડે સદ્ધર્મ આચરણ કરવાથી મુક્તિ પામે છે અગર સ્વર્ગના ભોગની આશાને છોડી, નિષ્કામયોગથી પાતિવ્રત્યધર્મવડે પ્રભુભાવથી પતિનું સેવન કરે તો તે સ્ત્રીઓ

**या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ।**
**हर्यात्मना हरेर्लोके मोदते श्रीरिवापरा ॥**

અર્થાત્ "જે સ્ત્રી પતિમાં પરમાત્માની ભાવના રાખી તેની સેવામાં તત્પર થઇને રહે તે શ્રીહરિભગવાનના ઉત્તમ લોકમાં શ્રીલક્ષ્મીજી પ્રમાણે નિત્ય સૌભાગ્ય અને પરમા-નંદને ભોગવે છે." એ શ્રીનારદજીના વચન પ્રમાણે નિષ્કામ પતિભક્તિના પ્રતાપથી તે જ દેહત્યાગ પછી પણ નિરતિશયા-નંદરૂપ મોક્ષને પામે છે, પાતિવ્રત્યધર્મનું એ જ ઉત્તમ ફળ છે. મૂલ વાત જ એ છે કે સ્ત્રીઓ વાસ્તે કેવળ પાતિવ્રત્યધર્મ જ શ્રેયસ્કર છે, જેથી તેવા ધર્મની પુષ્ટિ માટે જે જે શિક્ષાઓ સ્ત્રીઓને અપાય તે તે સર્વે તેના ધર્મો જ સમજવા અને તેનાથી પ્રતિકૂલ શિક્ષાઓ સ્ત્રીઓને અપાય તે તે તેમનો અધર્મ કહેવાય છે. પતિ, માતા, પિતા અગર અન્ય વડી-લોની ફરજ છે કે નારીને કન્યાવસ્થાથી લઇને અંત પર્યન્ત હિતકારક શિક્ષાઓ દેવી જોઇએ. આપણાં ધર્મશાસ્ત્રોમાં કન્યા,

પતિમતી, તેમ જ વિધવાઓને માટે જે જે નિયમો બતાવ્યા છે, તે સર્વ પૂર્વોક્ત ઉદ્દેશને જ અનુસરતા છે. તે સર્વ નિયમો ક્રમથી આગળ આ ગ્રન્થમાં કહેવાશે.

**કન્યાનું લક્ષણ અને માતાપિતાની ફરજ**

સામાન્યતઃ સ્ત્રીજાતિની ત્રણ અવસ્થા છે. કન્યા, કાન્તા (પરણેલી) અને પ્રજનિકા (સંતતિવાળી) કન્યાવસ્થાથી લઇને પતિવ્રતધર્મની શિક્ષા સ્ત્રીઓને આપવાનું આર્ય શાસ્ત્રમાં કહેલ છે.

કન્યાવસ્થામાં શિક્ષા અપાય છે અને ગૃહિણીદશામાં તેમ જ પ્રજનિકાદશામાં તેનું ચારિતાર્થ્ય(સફળતા)થાય છે. બાલ્યાવસ્થામાં સ્ત્રી જ્યાં સૂધી પુરુષને જોતાં લજ્જિત થતી નથી તથા પોતાના અંગને વસ્ત્રથી વેષ્ટિત કરી મર્યાદામાં રહેવાનું સમજતી નથી, ત્યાં સૂધી અજ્ઞાત દશામાં તે કન્યા કહેવાય છે. તેમ જ નિર્દોષતાથી જ્યાં સૂધી રેતી વગેરેથી રમ્યા કરે છે, ત્યાં સૂધી જ તે કન્યા છે. માતા પિતા અને શિક્ષકની ફરજ છે કે કન્યાવસ્થાથી જ એ ભવિષ્યમાં આદર્શ પતિવ્રતા સતી થાય તેવું શિક્ષણ આપવું. શાસ્ત્રકારો પણ પુત્રની માફક કન્યાને શિક્ષા આપી સંસ્કારવાળી બનાવવાનું લખે છે. યથા

**यदि कुलोन्नयने सरसं मनो यदि विलासकलासु कुतूहलम् ।**
**यदि निजत्वमभीप्सितमेकदा कुरु सुतां श्रुतशीलवतीं तदा ॥**

ભાવાર્થ–"જો આપણો કુલની ઉન્નતિ કરવાનો મનોભાવ હોય અથવા ગૃહસ્થાશ્રમના વિલાસી સુખમાં અભિલાષ હોય અગર પોતાના ગૌરવને સુરક્ષિત રાખવા ઇચ્છા હોય તો કન્યાને શાસ્ત્રાભ્યાસથી સુશીલ બનાવવી ઉચિત છે." સિવાય વિશેષ શિક્ષણ માટે પણ કહ્યું છે કે **कन्याप्येवं पालनीया शिक्षणीया प्रयत्नतः ।** ભાવાર્થ "ખાસ શ્રમ લઇને કન્યાને પણ પુત્રની માફક પાળી પોષી શિક્ષિત બનાવવી જોઇએ."

કન્યાશિક્ષણુ માટે શાસ્ત્રકારો પણુ ખાસ આજ્ઞા કરે છે; પરન્તુ કેવા લક્ષ્યવાળું શિક્ષણુ કન્યાને હિતાવહ છે? તે પ્રથમ વિચારવાનું છે. વિચાર વગર દેખાદેખીથી અપાય એવું શિક્ષણુ ઉન્નતિને બદલે અધોગતિનું કારણુ થઈ પડે છે. દુનિઆમાં ઉન્નતિ વૃક્ષબીજન્યાયથી થયા કરે છે. જેમ એક જ બીજમાં ભાવિ વૃક્ષના સમસ્ત કારણુ-અવયવો સૂક્ષ્મરૂપે રહેતાં તેને કેવળ અનુકૂલ ભૂમિમાં વાવવાથી તથા યથાયોગ્ય જલ રેડવાથી તે સમસ્ત કારણો પૂર્ણ વૃક્ષ રૂપે બહાર આવે છે, તેવી જ રીતે આ સંસાર પ્રકૃતિપુરુષાત્મક હોવાથી પ્રત્યેકમાં પોતપોતાની શક્તિનું બીજ સમાઇ રહેલું છે. સમય પરત્વે અનુકૂલ સંસ્કારથી એ બીજ વૃક્ષસમાન પરિણામને પ્રાપ્ત થાય છે. શિક્ષા આપવાનું ખરું લક્ષ્ય ઉન્નતિ સંપાદન કરવાનું છે માટે સ્ત્રી વા પુરુષ સંસ્કારી બની જેમનાથી ઉન્નત થાય તેવી શિક્ષા તેમને માટે જૂદા જૂદા પ્રકારની હોવી જોઇએ. પુરુષમાં પુરુષભાવની પૂર્ણતા કરવાનું શિક્ષણનું લક્ષ્ય છે અને સ્ત્રીમાં સ્ત્રીભાવની પૂર્ણતા કરવાનું સ્ત્રી શિક્ષાનું લક્ષ્ય હોવું જોઈએ. પરન્તુ સ્ત્રીને પુરુષ જેવા સ્વભાવની બનાવવાનું શિક્ષાનું લક્ષ્ય હોવું અયોગ્ય છે. સ્વભાવ અને પ્રકૃતિથી ઉલટું વર્તવું એ જ અધર્મ છે. માતાને પૂર્ણ માતૃભાવયુકત બનાવવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે. પરન્તુ માતાને પિતા બનાવવાની શાસ્ત્રાજ્ઞા હોતી નથી. વિપરીત શિક્ષાથી ફલસિદ્ધિ ન થતાં ઉલટું इतो भ्रष्टस्ततो भ्रष्टः થવાય છે. સ્ત્રીને પુરુષની શિક્ષા આપવાથી તે પુરુષભાવને તો કદાપિ પ્રાપ્ત નથી જ કરી શકતી અને ઉલટો તેના પવિત્ર સ્ત્રીભાવનો પણ વિનાશ થવાથી સંસારમાં તેને ઘણી જ હાનિ પહોંચી જાય છે. પતિમાં તલ્લીનતા પ્રાપ્ત કરવા રૂપ જ સ્ત્રીઓની ઉન્નતિ હોવાથી તેમણે પતિવશ રહી સ્વધર્મ પાળવો જોઈએ.

સ્ત્રીશિક્ષાનું લક્ષ્ય

પતિથી સ્વતંત્ર રહીને સ્ત્રી ઉન્નત થાય એ અશક્ય છે, તેમ પ્રત્યેક બાબતમાં ઇચ્છા મુજબ સ્વતંત્ર બનવું એ સ્ત્રીધર્મથી વિરુદ્ધ છે. માટે જ મનુજી કહે છે કે–

अस्वतंत्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम्
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या ह्यात्मनो वशे ॥
पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥
रक्षति स्थाविरे पुत्रो न स्त्री स्वातंत्र्यमर्हति ॥

ભાવાર્થ–"પુરુષોએ સર્વપ્રકારે સ્ત્રીઓને સ્વાધીન રાખવી જોઈએ. કૌમાર અવસ્થામાં પિતાએ રક્ષા કરવી, યૌવનમાં પતિએ રક્ષા કરવી અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ રક્ષણ કરવું જોઈએ. કોઈ પણ અવસ્થામાં સ્ત્રીઓ સ્વતંત્રતાને યોગ્ય નથી. પુરુષાધીન થયાથી જ સ્ત્રીથી મુક્ત થઈ શકાય છે. જેથી પારતંત્ર્યપ્રધાન સ્ત્રીધર્મ અને સ્વાતંત્ર્યપ્રધાન પુરુષ ધર્મ છે. સ્ત્રૈણ (સ્ત્રીમાં મોહ પામેલ) પુરુષ બદ્ધ કહેવાય છે, પરન્તુ પુરુષને વશ રહેલ સ્ત્રી સ્વધર્મનિષ્ઠ કહેવાય છે. ઉપાસ્ય કે સેવ્યને વશ થઈને જ ઉપાસક કે સેવક યથેષ્ટ મનોરથો પામી શકે છે. સ્ત્રી અને તેના પતિદેવ વચ્ચે ઉપાસ્યઉપાસકભાવ કે સેવ્યસેવકભાવથી ભરેલું જ પાતિવ્રત્યધર્મનું રહસ્ય છે, માટે જ સ્ત્રીધર્મમાં સ્વાતંત્ર્ય સર્વદા નિષિદ્ધ ગણેલ છે. સ્વતંત્રતાથી સ્ત્રીઓનું પાતિવ્રત્ય નષ્ટ થાય છે અને પાતિવ્રત્યની પૂર્ણતા સિવાય સ્ત્રીથી મુક્ત થવાતું નથી. પુરુષ સ્ત્રીને આધીન રહી બદ્ધ થાય છે અને સ્વતંત્ર સ્ત્રી મોક્ષને પાત્ર નથી હોતી એટલે આવી દશામાં બન્નેની અધોગતિ જ છે. માટે પુરુષ સ્વાધીન અને સ્ત્રી સદા પુરુષાધીન હોયે એ જ ઉચિત છે. સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતીઓએ પૂર્વોક્ત વિચાર લક્ષ્યમાં લઇ સ્ત્રીધર્મથી વિપરીત પ્રવૃત્તિઓને રોકવી જોઇએ. બૃહદારણ્યકોપનિષદ્માં લખ્યું છે કે–પ્રકૃતિ પુરુષની ઇચ્છાનુસાર પુરુષમાંથી ઉત્પન્ન થઈ છે. દર્શનશાસ્ત્રોનો પણ એ જ સિદ્ધાન્ત છે કે કાર્ય

પોતાના ઉપાદાનકારણથી ત્રણે કાલમાં પણ અલગ રહી શકતું નથી. જેથી પુરુષાધીન રહેવાનો જ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. સ્વાભાવિક પારતંત્ર્યપ્રધાન ધર્મને છોડી, સ્ત્રીઓને પણ સ્વાતંત્ર્યમૂલક (સ્વતંત્રતા જેમાં મુખ્ય છે એવી) શિક્ષા વગેરે આપવાથી તેમનામાં વ્યભિચારી પ્રેમ, સ્વેચ્છાચાર, સૌંદર્યગર્વ અને સ્વાતંત્ર્યભ્રમ થવાનો સંભવ છે; અને તેમ થવાથી વર્ણસંકર સૃષ્ટિની પણ સંભાવના રહે છે. પુરુષની શિક્ષા સ્વાતંત્ર્યથી પૂર્ણ છે. પુરુષને પોતાની સ્વતંત્ર શિક્ષાથી લાભ છે, પણ સ્ત્રીને તેથી મ્હોટી હાનિ જ છે. સિવાય પણ એક વાત વિચારવાની છે કે સ્ત્રીમાં સ્વભાવથી જ અભિમાનનો અંકુર રહેલો છે પણ તે અભિમાન જો પાતિવ્રત્યધર્મના પાલનમાં રહે તો ઉત્તમ છે, પરન્તુ તેમ ન થતાં કેવળ સ્વેચ્છાચાર કરાવનાર અભિમાનનો ઉદય થાય તો તેથી સ્ત્રી નિરંકુશ થઈ પોતાની ઉન્નતિથી ભ્રષ્ટ થાય છે. સ્ત્રીઓને સર્વથા એવું અભિમાન ઇષ્ટ છે કે મ્હારો પતિ જ મારો પ્રાણ છે, મ્હારું જીવન પવિત્ર પતિસેવાથી જ કૃતાર્થ છે, પતિની સેવાથી જ મ્હારો દેહ સદા પવિત્ર છે અને પતિસેવનથી મ્હારું સર્વ પ્રકારે શ્રેય છે. બસ આવા પ્રકારનું અભિમાન સ્ત્રીઓને સ્વધર્મમાં ગૌરવ પ્રાપ્ત કરાવે છે, અને તે સ્ત્રી આવા સ્વધર્માભિમાનથી જ વખાણવા યોગ્ય ગણાય છે. પૂર્વોક્ત લક્ષ્યની જ સ્ત્રીશિક્ષા ઉત્તમ છે.

**સ્ત્રી સ્વાતંત્ર્યવ્યવસ્થા**

હવે સ્ત્રીઓની સ્વતંત્રતા પણ કેવા પ્રકારની ઇષ્ટ છે તે બાબતનો વિચાર કરીશું તો ગૃહસ્થાશ્રમની સાર્થકતા માટે ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરવી, તેને ચારિત્ર્યશીલ બનાવવી, ધર્મકાર્યો તેમ જ પતિ પુત્ર શ્વશુર (સસરા) વગેરે કુટુંબીઓની આરોગ્યતા જાળવવી, તેમજ પોતાના અત્યુત્તમ પતિવ્રતાધર્મના પ્રતાપથી પોતાને, પતિને અને પિતૃઓને પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ કરા-

વવી, વગેરે બાબતોમાં પતિએ પણ સ્ત્રીને જ અવલંબી રહેવું પડે છે. ઘરની અંદર દરેક વસ્તુની સુવ્યવસ્થા રાખવી, પોતાના ઘરની ન્યૂનતા કોઇને પણ ન જાણવા દેવી, બાલકોને નાની અવસ્થાથી જ સારા સંસ્કારી બનાવવાં, સર્વ રીતે પતિના સુખ દુઃખમાં સહાયકારી થવું, દેવસેવા ઉત્સવો વગેરે મહાન્ અલૌકિક કાર્યો તેમ જ પોતાના સંતાનોના ઉપવીત વિવાહ વગેરે શુભ પ્રસંગોને પણ સરલતાથી પાર ઉતારવા, વગેરે બાબતોમાં તો સ્ત્રીની જ પ્રધાનતા રહેલી છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમની શોભા વધારવી, તથા તેને પતિમાટે સુખરૂપ બનાવવો, એ તો સ્ત્રીને જ આધીન છે. સ્ત્રી ન હોય અથવા તે જો દુષ્ટ હોય તો પુરુષનો સંપૂર્ણ ગૃહસ્થાશ્રમ બગડે છે. ગૃહસ્થાશ્રમના ધર્મની ધોંસરી તો પતિની સાથે સ્ત્રીએ જ ઉઠાવી પોતાની કુશલતાથી માન સંપાદન કરવાનું છે. માટે જ સમજુ પુરુષોએ સ્ત્રીઓને પોતાની માત્ર તાબેદાર ગણી ગુલામની માફક તેનું અપમાન ન કરતાં યોગ્ય રીતે પ્રસન્ન રાખવી જોઇએ; કારણ કે સ્ત્રીના અધિકારનાં કાર્યોમાં તો સ્ત્રીની પ્રધાનતા જ વધારે ઇષ્ટ છે અને તેથી જ.

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ॥
गृहं तु गृहिणीहीनं यथारण्यं तथा गृहम् ॥

અર્થ–"કેવલ ઘરનું નામ જ ઘર નથી પણ ઘરવાળી સ્ત્રી જ ઘર તરીકે કહેવાય છે; ગૃહસ્વામિની સ્ત્રી વિનાનું ઘર તે તો જંગલ સમાન જ છે." આવી પ્રાચીન કહેવત પણ સ્ત્રીઓના અસાધારણ ગૌરવને જ બતાવી આપે છે. શ્રીમનુભગવાને પણ अस्वतंत्राः स्त्रियः कार्याः, न स्त्री स्वातंत्र्यमर्हति, વગેરે વાક્યોથી સ્ત્રી-સ્વાતંત્ર્યની મના કરી છે. તેવી જ રીતે પોતે જ પાછું,

अपत्यं गृहकार्य्याणि शुश्रूषा रतिरुत्तमा ॥
दाराधीनस्तथा सर्गः पितॄणामात्मनश्च ह ॥

એ વાક્યથી સંતતિ, ઘર, અને ધર્મ કાર્યોમાં સ્ત્રીઓનું પ્રધાનપણું દર્શાવ્યું છે. એટલું જ નહિ પણ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ અર્થાત્ "જ્યાં સ્ત્રીઓને યોગ્ય માન પ્રેમ તથા યથાશક્તિ વસ્ત્ર અલંકાર વગેરેથી પ્રસન્ન રાખવામાં આવે છે તેવા ઘરમાં સદા દેવતાઓ રમણ કરે છે."

प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कर्हिचित् ॥

અર્થ–"સંતતિ માટે ઘરની કાન્તિરૂપ સ્ત્રીઓને સન્માન આપવું યોગ્ય છે; કારણ કે ઘરમાં સ્ત્રી એ પણ એક પ્રકારની ઉત્તમ સંપત્તિનું રૂપ જ છે." વગેરે વચનોથી સદ્‌ગુણી સ્ત્રીઓની મુક્ત કંઠે પ્રશંસા કરી છે, તેમ જ મહર્ષિ કશ્યપે પણ પોતાની ધર્મપત્નીને કહ્યું છે કેઃ–

सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान् ।
व्यसनार्णवमत्येति जलयानैर्यथाऽर्णवम् ।
यामाहुरात्मनो ह्यर्धं श्रेयस्कामस्य मानिनि ।
यस्यां स्वधुरमध्यस्य पुमांश्चरति विज्वरः ।
यामाश्रित्येन्द्रियारातीन्दुर्जयानितराश्रमैः ।
वयं जयेम हेलाभिर्दस्यून्दुर्गपतिर्यथा ।
न वयं प्रभवस्तांत्वामनुकर्तुं गृहेश्वरि ।
अप्यायुषा वा कार्त्स्न्येन ये चान्ये गुणगृध्नवः । भा. तृ.

ભાવાર્થ–"સ્ત્રીવાળો પુરુષ પોતાના ગૃહસ્થાશ્રમવડે બીજા બધા આશ્રમોનો ઉપકાર કરી જેમ વહાણવડે સમુદ્રને તરાય તેમ દુઃખરૂપી સમુદ્રને તરી શકે છે. હે માનવાળી! કલ્યાણની ઇચ્છાવાન્ પુરુષ જે સ્ત્રીને પોતાના અર્ધભાગ રૂપે કહે છે, અને જે (સ્ત્રી)ના ઉપર પોતાના કાર્યની ધોંસરી મૂકી પોતે નિશ્ચિંત થઈને ફરી શકે છે. તેમ જ કિલ્લાનો માલીક જેમ ચોરોને જીતે છે તેમ જે (સ્ત્રી)નો આશ્રય લઈને બીજા આશ્રમો વડે કષ્ટથી

જીતી શકાય એવા ઇન્દ્રિયોરૂપી શત્રુઓને અમો સહેલાઇથી જીતી શકીએ છીએ એવી હે ગૃહેશ્વરી! (ઘરની ધણીયાણી)તારું અનુકરણ કરવા અમો અગર અમારા જેવા બીજા ગુણગ્રાહી પુરુષો સંપૂર્ણ અવસ્થામાં પણ સમર્થ નથી." આવી રીતે અનેક સ્થલે યોગ્ય સ્ત્રીઓના સદ્ગુણો ગવાયા છે.માટે પુરુષોએ સ્ત્રીઓનું પણ વ્યવસ્થિત રીતે ગૌરવ જાળવી ગેરવ્યાજબી રીતે કદાપિ સ્ત્રીના અન્તઃકરણને ન દૂભાવવું જોઇએ તેમ સ્ત્રીઓએ પણ પોતાના અધિકારનાં કાર્યોમાં સાવધાન રહી સર્વ રીતે પતિની અનુકૂલતા જાળવવી ઉચિત છે. એટલું જ નહિ, પણ અવસર આવતાં **कार्येषु मंत्री** એ ન્યાય પ્રમાણે પુરુષને વિશેષ ઉત્તમ સલાહ આપી મંત્રી તરીકેનું કાર્ય બજાવવું, અર્થાત્ જેમ રતિએ પોતાના પતિ-પ્રદ્યુમ્નને આસુરી માયાનો નાશ કરનારી વિદ્યા બતાવી હતી, તેમ પોતાના પતિને અનિષ્ટ નિવારણના ઉપાયો પણ પોતાની ચતુરતાથી બુદ્ધિપૂર્વક બતાવી પતિના કાર્યમાં બનતાં સૂધી સહાયક થવું. સ્રીઓ આમ કાર્યજ્ઞ અને યોગ્ય કર્તવ્યમાં નિષ્ઠાવાળી હોય તો કેવલ પોતાના જ ઘરનું નહિ પણ સમગ્ર દેશનું શ્રેય કરી શકે છે. હાલના કહેવાતા કેટલાક સુધારકો શાસ્ત્રોમાં બતાવેલી સ્ત્રીઓની પરતંત્રતાનું તાત્પર્ય અને તેમની દેવીની માફક કરેલી ઉત્તમ પ્રશંસાનું ખરું રહસ્ય ન સમજી સર્વાંશે પુરુષના જેટલી સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાનું પસંદ કરતા હોય તો તે વસ્તુસ્વરૂપને ઓળખ્યા સિવાય તેમની ગેરવ્યવસ્થા કરવા જેવું જ બને છે. જેવી રીતે જગત્ રચનાની બાબતમાં પરમાત્મા, અને પ્રકૃતિ, તેમ જ રાજ્યકારોબારના મહાન્ વિષયમાં રાજા, અને પ્રધાનની જે જે અંશે સ્વતંત્રતા પરતંત્રતા રહેલી છે તેજ પ્રમાણે ગૃહરાજ્યમાં પણ પતિ પત્નીના સ્વાતંત્ર્યની વ્યવસ્થા હોય તો જ વ્યવહારમાં સાચી સરલતા આવે. જગત્નો ઇશ્વર એક જ છે. રાજ્યતંત્રમાં સર્વોપરી

શાસન કરનાર રાજા તરીકે અથવા સ્વરાજ્યબંધારણમાં પણ પ્રમુખ તરીકે નિયામક મુખ્ય વ્યક્તિ તો એક જ હોય છે, તે પ્રમાણે ગૃહસ્થાશ્રમનો રાજા કહો પ્રમુખ કહો અથવા નાયક કહો તે એક જ મુખ્ય હોઇ શકે છે, સ્ત્રી અને પુરુષ એ બન્નેનું સમાન-રૂપે સ્વાતંત્ર્ય તો સર્વથા અનિષ્ટ જ છે, માટે દેશનું જો ખરેખરું હિત કરવું હોય તો હાલ પુરુષની સમાન જ દરેક બાબતમાં દરેક રીતે સ્ત્રીઓની પણ સ્વતંત્રતા રહેવી જોઇએ એમ જન-સમાજમાં વાતાવરણ ફેલાઇ રહ્યું છે, તેને અટકાવી સ્ત્રીસ્વા-તંત્ર્યને વ્યવસ્થિતરૂપમાં જ રાખવાની ખાસ અગત્ય છે. નહિતર स्त्री पुंवच्च प्रभवति गृहे तस्य गेहं विनष्टम् એ પ્રાચીન ન્યાય પ્રમાણે જેના ઘરમાં સ્ત્રી અને પુરુષ એક જ પ્રકારના સ્વતંત્ર બન્યા હોય તેમના ઘરનો વિનાશ જ થવાનો સંભવ રહેશે. તેવી દુર્દશા આજે આપણે કેટલાક સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતીઓમાં પ્રત્યક્ષ જ જોઇ રહ્યા છીએ માટે ગમે તેટલી કુશળ કે શિક્ષિત સ્ત્રી હોય તો પણ તેણે ગૃહસ્થાશ્રમમાં સર્વોપરિપણું પોતાના પતિનું જ સ્વીકારી સ્વધર્મનું અભિમાન ધારણ કરવું, અને કર્તવ્યથી વિમુખ રહી કેવળ પોતાની કેળવણી કે સૌન્દર્ય વગેરેના ગર્વનો અંકુર પણ પોતાના મનમાં ઉત્પન્ન થવા દેવો ન જોઇએ. સ્ત્રીઓએ પોતાના મનપર એટલો કાબૂ મેળવવાની તો ખાસ જરૂર છે.

સ્ત્રીએ સ્વપ્નમાં પણ અન્યપુરુષની લાલસા ન કરવી જોઇએ.

**પતિ પ્રતિ અનન્ય ભાવ.**

મન વચનથી પણ અન્ય પુરુષની ઇચ્છા કરવાથી સ્ત્રી દૂષિત થાય છે, આ વિષયના અનેક દૃષ્ટાંતો ઇતિહાસ પુરાણમાં મોજૂદ છે. એક સમયે જમદગ્નિ ઋષિનાં સ્ત્રી રેણુકાજી ગંગાજીને કિનારે જલ ભરવા ગયેલાં ત્યાં રમણ કરવા આવેલ ચિત્રસેન ગંધર્વ ઉપર મોહ પામી પોતે મનથી તેની ઇચ્છા કરી હતી, જલ લાવ-વાને સમય વિશેષ થતાં કારણ વિચારતાં સમાધિદ્વારા સ્ત્રીના

તે દોષની ખબર પડતાં ઋષિએ પોતાના મ્હોટા પુત્રોને માતાનો વધ કરવાનું કહ્યું, તેઓએ માતૃસ્નેહથી તે બાબતની ના પાડતાં ન્હાના પુત્ર ભગવાન્ પરશુરામજી પિતાની શકિત જાણુતા હોવાથી પિતાની આજ્ઞાનો સ્વીકાર કરી પોતે પિતાની આજ્ઞાનો ભંગ કરનાર પોતાના મ્હોટા ભાઇઓ સહુ માતાનો પણુ વિનાશ કર્યો. પિતા આજ્ઞાપરાયણુ પુત્ર ઉપર અત્યંત પ્રસન્ન થયા, અને પરશુરામજીને પોતાની પાસેથી વરદાન માગવાનું કહ્યું, ત્યારે પરશુરામે પણુ ઋષિની શકિત અને પ્રભાવને વિચારી મારી નાખેલ માતા અને ભાઇઓને ફરી સજીવન કરી આપવાનું તથા વધની વિસ્મૃતિ થઇ જવાનું માગ્યું, ઋષિએ તથાસ્તુ કહી જલની અંજલિ છાંટી સર્વને સજીવન કર્યાં અને કોઇને પણુ પરશુરામે પોતાને મારેલ છે એવી સ્મૃતિ રહી નહિ. આ દૃષ્ટાંત ઉપરથી સારાંશ માત્ર એટલો જ સમજવાનો છે કે રેણુકાજીની માફક મનથી પણુ અન્ય પુરુષને ચાહવો નહિ અને કેવળ સ્વપતિ ઉપર અનન્ય ભાવ રાખી તેનું સેવન કરવું. અનન્યભાવથી પતિભકિત કરવાનું કારણુ મહામુનિ કશ્યપે પ્રદર્શિત કર્યું છે કે,

पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम् ।<br>
मानसः सर्वभूतानां वासुदेवः श्रियः पतिः ॥<br>
स एव देवतालिङ्गैर्नामरूपविकल्पितैः ।<br>
इज्यते भगवान्पुम्भिः स्त्रीभिश्च पतिरूपधृक् ।<br>
तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यमे ।<br>
यजन्तेऽनन्यभावेन पतिमात्मानमीश्वरम् ।

भा. ष. स्कं

ભાવાર્થ-"નારીઓના પરમ દેવતા પતિ જ છે; કારણુ કે, જેમ સર્વના અન્તર્યામી લક્ષ્મીકાંત વસુદેવનંદન પ્રભુ જ પુરુષોવડે ભિન્ન ભિન્ન નામરૂપધારી અનેક દેવતાઓને રૂપે પૂજાય છે, તેમ સ્ત્રીઓવડે પતિરૂપે પૂજાય છે, એ જ હેતુથી કલ્યાણુને

ઇચ્છતી પતિવ્રતા સ્ત્રીઓ અનન્યભાવથી પતિરૂપી પરમેશ્વરનું સેવન કરે છે. આ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીના અસાધારણ ધર્મરૂપ પતિ પ્રતિ અનન્ય ભાવથી જ અભેદ ભાવ સિદ્ધ થાય છે અને પતિ પ્રતિ સિદ્ધ થયેલી અભિન્ન ભાવના જ પતિમયતાનું સ્વરૂપ છે.

**કન્યા શિક્ષણ પ્રકાર:-**

પ્રથમ સૂચવાયલું છે કે કન્યાઓ ભવિષ્યમાં પવિત્ર પત્ની અને સારી માતા, થાય તેવી તેને શિક્ષા આપવી. સંતાનોની ઉન્નતિ પિતા અને માતા તરફના શિક્ષણ ઉપર આધાર રાખે છે. વૈદિક શિક્ષા વગેરેમાં કહ્યું છે કે: "માતૃદેવોભવ પિતૃદેવોભવ" "આચાર્યવાન પુરુષો વેદ" પોતાના માબાપ અને સારા આચાર્ય પાસેથી શીખેલા પુરુષો જ સંસ્કારી થાય છે. વીર માતાપિતાના વીર સંતાનો અને ધાર્મિક માતા પિતાના ધાર્મિક સંતાનો થાય છે. ધ્રુવ, પ્રહ્લાદ, અમ્બરીષ અને અભિમન્યુ તેમ જ મહારાણા પ્રતાપસિંહ જેવા વીર નરો પવિત્ર સંસ્કારી માતાથી જન્મેલા હતા, વીરતા અને ઉન્નતિનું બીજ વીર માતામાં પરિપકવ બની તેઓમાં અંકુરવાળું થયું હતું. કન્યાઓને પ્રથમ બાલ્યાવસ્થામાં જ સનાતન ધર્મની શિક્ષાઓ આપવી જોઇએ. મહાભારત, શ્રીમદ્ભાગવત, રામાયણ તેમ જ અન્ય પુરાણોમાંથી સારભૂત કથાઓ કન્યાઓને સમજાવવી, તેમ જ મનુ તથા શ્રીમદ્ભગવદ્ગીતા વગેરે સ્મૃતિઓનો ઉપયુકત ભાગ ખાસ કંઠસ્થ કરાવવો. સિવાય ધાર્મિક સંસ્કારો દઢ કરાવવા માટે સામાન્ય સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ કન્યાઓને આવશ્યક છે; કારણ કે, પ્રાચીન ધર્મગ્રન્થો સંસ્કૃત ભાષામાં જ લખાયલા છે. સંસ્કૃત ભાષાજ્ઞાનનો એવો દિવ્યપ્રભાવ છે કે તેને શીખનાર પુરુષ કે સ્ત્રી ઘણેભાગે વ્યવહારમાં ચતુર નીતિમાન્ અને ધર્મિષ્ઠ થાય છે. કદાચિત્ કોઈ સ્ત્રીમાં જન્મથી વિશેષ સંસ્કાર તથા બુદ્ધિવૈભવ જોવામાં આવે તો તેને

દર્શનશાસ્ત્ર ન્યાય વ્યાકરણ તેમ જ સ્મૃતિ વગેરે સંસ્કૃતના ગહન વિષયો પણ શીખવવામાં વાંધો નથી. ગાર્ગી મૈત્રેયી વગેરે વિદુષીઓ પ્રાચીન સમયમાં પણ વેદશાસ્ત્રસંપન્ન સાક્ષર સ્ત્રીઓનું અસ્તિત્વ જણાવી દે છે. પણ એ વાત ખાસ લક્ષ્યમાં રાખવાની છે કે સર્વ સામાન્ય સ્ત્રીઓમાં આટલાં વિશેષ શાસ્ત્રના અધ્યયનનો અધિકાર હોતો નથી, અનધિકારિણી હરેક સ્ત્રીઓને તેવી બનાવવાથી વિપરીત પરિણામનો સંભવ છે. સ્ત્રીઓનો સર્વાંશ આદર્શ ગાર્ગી તથા મૈત્રેયી નથી પરન્તુ શ્રી સીતાજી સાવિત્રી તથા સુકન્યા વગેરે પૂર્ણ આદર્શ સતી સ્ત્રીઓ જ તેમનો આદર્શ છે એટલામાટે પ્રત્યેક સ્ત્રીઓને તેવી થવા માટે તેને અનુકૂલ શિક્ષા આપવી ઉચિત છે. શોભાનું પ્રાધાન્ય સ્ત્રીઓમાં અને જ્ઞાનપ્રાધાન્ય પુરુષમાં હોવું જોઈએ. જ્ઞાનની પ્રપૂર્ણતાથી પુરુષ પૂર્ણ કહેવાય છે અને પાતિવ્રત્યની પૂર્ણતાથી સ્ત્રી પૂર્ણ કહેવાય છે. સ્ત્રીઓને સ્વધર્મની પુષ્ટિમાટે સ્વામિભક્તિમૂલક શિક્ષા આપવી જોઈએ તેમ જ જન્મથી જ સહનશીલતા પ્રાપ્ત કરાવવામાટે નાના પ્રકારના વ્રતો કરવા પ્રેરતા રહેવું; કારણ કે, સ્ત્રીધર્મમાં તપશ્ચર્યા મુખ્ય છે. તેમ જ શ્રીવિષ્ણુ સહસ્રનામ શ્રીગીતા શ્રીમદ્ભાગવત વગેરે ગ્રન્થોમાંથી તેમને યોગ્ય ભાગનો નિત્ય પાઠ કરતાં શીખવવું, તેમાં પણ વૈષ્ણવ કન્યાઓને શ્રીસર્વોત્તમ સ્તોત્ર ષોડષગ્રન્થ વગેરે ખાસ શીખવવા. કે જેથી તેમની બુદ્ધિ ધાર્મિક બને, તે સિવાય સાવિત્રી સીતાજી સુકન્યા વગેરે સતીઓનાં ચરિત્રો પણ શીખવી જન્મથી કન્યાના હૃદયમાં ગૌરવ અને પવિત્રતાના ભાવો જડી દેવા; તેમ જ નીતિ અને લજ્જાની શિક્ષાથી પણ પોતાની કન્યાને વિનીત બનાવવી. લજ્જા એ જ કુલીન સ્ત્રીઓનું ભૂષણ છે અને નીતિ પાતિવ્રત્યનું મૂળ છે; જેથી નીતિ અને ધર્મથી ભરેલી શિક્ષાઓ સ્ત્રીઓને ભવિષ્યમાં ઉપયોગી થાય છે. સ્વદેશભાષાનું તથા

સંસ્કૃત ઇતિહાસ પુરાણુ સાહિત્યનું જ્ઞાન ગૃહધર્મના પાલનમાટે અતિ જરૂરનું છે. શુદ્ધ આચાર તથા સાધારણુ પદાર્થવિજ્ઞાન પણુ કન્યાને શીખવવાથી ગૃહવ્યવહારમાં સરલતા થઈ પડે છે. શ્વસુરપક્ષના કુટુમ્બમાં પોતાની કન્યાનું ચારિત્ર્ય વિશુદ્ધ તેમ જ વખાણુવા યોગ્ય નીવડે તેટલા માટે પુત્રીને સારા સંસ્કારવાળી બનાવવાની માબાપની પહેલી ફરજ છે. સ્ત્રી પોતાના બાળકોની તન્દુરસ્તી પોતે જાળવી શકે, સાધારણુ રોગનો નિર્ણય પોતે જ કરી લઈ ઘરના જ દેશી ઔષધોપચાર કરી શકે, તેવું ઘરવૈદાંનું જ્ઞાન પણુ કન્યાઓને આપવું સુયોગ્ય છે. ઘરખર્ચની વ્યવસ્થા જાતે જ કરી શકવાથી પતિ પ્રતિ કાર્યનો બોજો જરા ઓછો રહે જેથી સામાન્ય ગણિતજ્ઞાન તેમ જ નિવૃત્તિનો સદુપયોગ કરવામાટે ભરત સીવણુની કળા શીખવવી ઉચિત છે. કન્યાશિક્ષણુનું પ્રધાન લક્ષ્ય તો એ જ હોવું જોઈએ કે તેમનામાં વિશુદ્ધ માતૃભાવના સંસ્કારો અંગો અંગ વ્યાપી જાય. પતિસેવા તેમ જ સ્વયંપાક (રસોઇ) ઇત્યાદિ કાર્યમાં ચતુરાઈ સંપાદન કરાવવી એ પણુ કન્યાઓના માબાપની ફરજ છે. પૂર્વોક્ત ક્રમે કહેવાયલી સર્વ શિક્ષા ઘેર આપવાનું ન બને તો યોગ્ય લાગતાં સારાં વિદ્યાલયોમાં વિદુષી બાઈ અથવા પ્રૌઢ અવસ્થાવાન્ શિક્ષક પાસે ભણુવા મોકલવામાં વાંધો નથી; પરંતુ કન્યાવસ્થા પૂર્ણ થતાં અર્થાત્ વિવાહ થયા પછી અથવા વિવાહ પહેલાં પણુ યૌવનનો ઉદ્ભવ થતાં કન્યાઓને કદાપિ ઘર સિવાય અન્ય સ્થળે બીજા પુરુષ પાસે શિક્ષાને બહાને મોકલવી ઇષ્ટ નથી. વિવાહિત થયા છતાં કન્યાનો સર્વાધિકાર તેમના પતિને સ્વાધીન થાય છે અને પતિએ જાતે જ અથવા યોગ્ય શિક્ષિકા વિદુષી બાઇદ્વારા પોતાને ઘેર સ્ત્રીને વિશેષ શિક્ષણુ આપવું અને વાત્સલ્ય પ્રેમથી સાસૂએ પુત્રીની માફક ઘરના કાર્યમાં પોતાની પુત્રવધૂ (વહૂ)ને કેળવવી.

સ્ત્રીપ્રકૃતિ ઉપર વિચાર કરીને નીચે પ્રમાણે સ્ત્રીસંસ્કારોના સંબંધમાં શાસ્ત્રકારોએ લખેલું છે કે:

સ્ત્રીસંસ્કાર

**अमंत्रिका तु कार्य्यैव स्त्रीणामावृदशेषतः ॥**
**संस्कारार्थं शरीरस्य यथाकालं यथाक्रमम् ॥**
**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ॥**
**पतिसेवा गुरौ वासः गृहार्थोऽग्निपरिक्रिया ॥**

મનુસ્મૃતિ:—શાસ્ત્રમાં જાતકર્માદિ સંસ્કારો શુદ્ધિ અને સદ્ગુણપ્રાપ્તિ માટે કહ્યા છે અને તે સંસ્કારો પુરુષની માફક સ્ત્રીઓને (કન્યાને) કરવા ઉચિત છે, પરન્તુ પુરુષ પ્રમાણે વૈદિક વિધિથી સર્વ સંસ્કારોનો અધિકાર સ્ત્રીઓને નથી; કેવળ લૌકિક રીતિથી વેદમંત્ર વગર અન્ય સંસ્કારો કન્યાને કર્યા બાદ વિવાહસંસ્કાર જ વેદવિધિથી યુક્ત છે. વિવાહસંસ્કાર જ સ્ત્રીઓનો ઉપવીત સંસ્કાર છે. સ્ત્રીશક્તિ પુરુષ કરતાં કેટલેક અંશે ન્યૂન (કમતી) હોવાથી શક્તિપ્રધાન વેદમંત્રોદ્વારા જાતકર્માદિ સંસ્કારો વેદવિધિથી તેમને નિષિદ્ધ છે, પરન્તુ વિવાહસંસ્કારના કેટલાક મંત્રો ભાવપ્રધાન હોવાથી સ્ત્રીઓમાં તે સમયથીતે ભાવ દૃઢ કરવા માટે વેદવિધિથી વિવાહસંસ્કાર કરવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે. જો કે હારિતસંહિતામાં **द्विधा स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्चातत्र ब्रह्मवादिनीनामग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे भिक्षाचर्य्या।** સ્ત્રીઓ બે પ્રકારની છે. એક બ્રહ્મવાદિની અને બીજી સદ્યોવધૂ. આ બન્નેમાંથી બ્રહ્મવાદિની માટે ઉપનયન, અગ્નીંધન, વેદાધ્યયન, અને પોતાને ઘેર ભિક્ષાચર્ય્યા વિહિત છે પરન્તુ સદ્યોવધૂ માટે તેવો વિધિ નથી. પ્રાચીન કાલમાં તેવી જન્માંતરની યોગભ્રષ્ટ બ્રહ્મજ્ઞાનવાળી સ્ત્રીઓનું અસ્તિત્વ હોવાથી સાધારણ સ્ત્રીઓ કરતાં તેમનામાં રહેલા વિશેષ અધિકારને ઉદ્દેશીને જ તેને પુરુષની માફક ઉપનયન વગેરે સંસ્કારો થતા હતા; પરન્તુ વર્તમાન યુગમાં તેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓનો અભાવ અને પ્રતિદિન ધર્મનો હ્રાસ થતો હોવાથી સાધારણ

સ્ત્રીઓમાટે તેવા ઉપનયનાદિ વિશેષ સંસ્કારોનો મહર્ષિઓએ નિષેધ જ કર્યો છે. **पुराकल्पे हि नारीणां मौञ्जीबंधनमिष्यते ॥** એ યમ-સ્મૃતિના વાક્યથી પણ યુગાન્તરમાં જ સ્ત્રીઓને ઉપનયન વગેરે સંસ્કારો થતા હોવાનું જણાય છે; જેથી વર્તમાન યુગધર્મને અનુસરી સ્ત્રીઓમાટે ઉપનયનાદિક સંસ્કારોનો શાસ્ત્રકારોએ જે નિષેધ કર્યો છે તે સર્વથા ઉચિત જ છે.

**વિવાહસંસ્કારનું લક્ષ્ય, તથા આર્ય વિવાહના ભેદો**

આપણી આર્યજાતિમાં વિવાહનું લક્ષ્ય અન્ય જાતિઓ કરતાં વિલક્ષણ અને ઉચ્ચ આશયથી ભરપૂર છે, **कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥** એશઆરામ કરવો અને ખાવું પીવું મોજ ઉડાવવી એ સિવાય બીજું કર્તવ્ય નથી એવા મતવાદી અન્ય લોકો કરતાં આર્ય વિવાહનું રહસ્ય ઘણું જ ઉચ્ચાશયપૂર્ણ છે. કામોપભોગદ્વારા પશુભાવ પ્રાપ્ત કરવાનું આર્યવિવાહનું લક્ષ્ય નથી; પરન્તુ શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપમાંથી સૃષ્ટિના આદિકાળમાં પુરુષ અને પ્રકૃતિ સર્વે દ્વૈતભાવયુક્ત સૃષ્ટિ થયેલી છે, તે પૈકી પ્રકૃતિને પુનઃ અદ્વિતીય પરમાત્મામાં લીન કરવામાટે અને પુરુષને પ્રકૃતિના યોગમાં રહીને પણ **पद्मपत्रमिवाम्भसा** એ ન્યાયથી અનાસક્તિપૂર્વક ગૃહસ્થાશ્રમનું સેવન કરી કર્મયોગ સિદ્ધ કરી યજ્ઞોદ્વારા દેવ અને પુત્રદ્વારા પિતૃઓના ઋણથી મુક્ત થવાનો ઉચ્ચ આશય આર્યવિવાહના સર્વ મંત્રોમાં સમાયો છે. આવા રહસ્યવાળા વિવાહના આઠ ભેદો છે. જેમકે

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः**
**गांधर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः मनु–अ-३-२१–**

"બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો પૈશાચ" આવા આઠે પ્રકારના વિવાહનાં લક્ષણો નીચે પ્રમાણે છેઃ–

**आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ॥**
**आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ २७ ॥**

"વેદશાસ્ત્રસંપન્ન સદાચારી વરને કન્યાનો પિતા પોતે બોલાવી વરકન્યા બન્નેને વસ્ત્રો પહેરાવી તેમ જ આભૂષણોથી તેમનો સત્કાર કરી વરને કન્યાનું દાન કરે તે બ્રાહ્મવિવાહ" ૧.

**यज्ञे सुवितते सम्यगृत्विजे कर्म कुर्वते ॥**
**अलंकृत्य सुतादानं दैवं धर्म प्रचक्षते ॥ २८ ॥**

"જ્યોતિષ્ટોમ વગેરે વિસ્તૃત યજ્ઞોમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને આભૂષણોથી કન્યાને શણગારી તેનું દાન કરવું તે દૈવવિવાહ" ૨.

**एकं गोमिथुनं द्वे वा, वरादादाय धर्मतः**
**कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ २९ ॥**

ધર્મ પ્રમાણે ગાય અને બળદના એક અથવા બે જોડલાંને વર પાસેથી લઈને તેને કન્યા આપવામાં આવે તેને આર્ષવિવાહ જાણવો" ૩.

**सहोभौ चरतां धर्ममिति वाचाभिभाष्य च ॥**
**कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ३० ॥**

"કન્યાદાન કરતી વખતે 'તમો બન્ને સાથે રહીને ધર્મનું આચરણ કરો,' એવું વચન કહીને વરવધૂના પૂજનપૂર્વક કન્યા આપવી તે પ્રાજાપત્ય વિવાહ જાણવો" ૪.

**ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तितः**
**कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ ३१ ॥**

"કન્યાનાં માબાપ અથવા તેમના સગાંસંબંધીને ધન આપી-ને તથા કન્યાને પણ પલ્લાં તરીકે યથા શક્તિ ધન આપીને ઈચ્છાનુસાર કન્યાને પરણાવવામાં આવે તે આસુર વિવાહ કહેવાય છે" ૫

**इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च।**
**गांधर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ३२ ॥**

"કન્યા અને વર એક બીજાની ઇચ્છાથી એક બીજાને પરણે તે ગાંધર્વવિવાહ કહેવાય છે. આ વિવાહ એક બીજાની ભોગ-કામનાથી થાય છે" ૬.

**हत्वा छित्वा च भित्वा च क्रोशन्ती रुदतीं गृहात्।**
**प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥**

"કન્યાના સંબંધીઓને મારી કાપીને રડતી તથા ચીસો પાડતી કન્યાનું બલાત્કારથી કન્યાનાં માબાપના ઘરમાંથી હરણ કરી જવું તે રાક્ષસ વિવાહ" ૭.

**सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ॥**
**स पापिष्ठो विवाहानां पैशाचश्चाधमोऽधमः ॥ ३४ ॥**

"સુતેલી કેફી વસ્તુના ઘેનમાં પડેલી તથા બેભાન થઈ ગયેલી કન્યાની સાથે એકાન્તમાં ગમન કરવું તે આઠમો પૈશાચ વિવાહ કહેવાય છે; સર્વ વિવાહોમાં આ વિવાહ અતિનિંદિત છે." ઉપર પ્રમાણે આઠ પ્રકારના વિવાહોનાં લક્ષણો બતાવી કઈ જાતિના મનુષ્યને કયા પ્રકારનો વિવાહ ઉચિત છે તે સંબંધમાં પણ મનુ ભગવાને કહેલું છે કે:-

**चतुरो ब्राह्मणस्याद्यान्प्रशस्तान् कवयो विदुः।**
**राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥ २-२४ ॥**
**पञ्चानां तु त्रयो धर्म्या द्वावधर्म्यौ स्मृताविह।**
**पैशाचश्चासुरश्चैवमकर्तव्यौ कदाचन ॥ २५ ॥**

"વિદ્વાનો બ્રાહ્મણને માટે પ્રથમના ચાર વિવાહ શ્રેષ્ઠ માને છે, ક્ષત્રિયને માટે રાક્ષસ વિવાહ શ્રેષ્ઠ માને છે અને વૈશ્ય તથા શૂદ્ર માટે આસુર વિવાહ શ્રેષ્ઠ માન્યો છે. આઠ વિવાહ પૈકી છેલ્લા પાંચ વિવાહમાંથી પ્રાજાપત્ય, ગાંધર્વ, અને રાક્ષસ, એ ત્રણ

વિવાહો ધર્મવાળા છે અને પૈશાચ, તથા આસુર, આ બે વિવાહ અધર્મવાળા હોવાથી તેમનો ત્યાગ કરવો" તેમ જ આઠ વિવાહ પૈકી પ્રથમથી છ પ્રકારના વિવાહ પણ બ્રાહ્મણને માટે દૂષિત નથી તેમ છેવટના ચાર વિવાહમાં ક્ષત્રિયને બાધ નથી. વૈશ્ય તથા શૂદ્રને રાક્ષસ વિવાહ બાદ કરતાં આસુર, ગાંધર્વ, અને પૈશાચ, એ ત્રણ વિવાહો મ. સ્મૃ. અ. ૨ શ્લો. ૨૩ માં ધર્મયુક્ત માનેલા છે. ઉપર બતાવ્યા મુજબ પોતાની જાતિને અનુકૂલ વિવાહ કરવાથી જ ગૃહસ્થાશ્રમનું ખરું સુખ અને ઉત્તમ સંતાનો થાય છે.

**કન્યાદાનનું પાત્ર અથવા વરવિચાર**

કન્યાદાન જેવું અત્યુત્તમ દાન આપનારે અવશ્ય પાત્રપરીક્ષા કરી સ્વાર્થને ત્યાગી પારમાર્થિક દૃષ્ટિથી વિધિપૂર્વક યથાસમય સત્પાત્રે તે દાન કરવું. કન્યાદાતા માતા, પિતા, અગર અન્ય પાલન કરનારે જ્યાં જવાથી પોતાની કન્યા સુખી રહે, જે કુટુમ્બ પોતાની સમાન આબરુવાળું ઉચ્ચ હોય, નીતિ ધર્મ મર્યાદા જે કુટુમ્બમાં રહેલી હોય તેવા જ કુટુમ્બમાં યોગ્ય વયના પુરુષ સાથે કન્યાનું વાગ્દાન કરવું. પાત્ર સિવાય જે તે સ્થળે અગર પોતાના સ્વાર્થથી દ્રવ્ય લઇ કન્યાવિક્રય કરીને કન્યાદાન આપવાથી કુટુમ્બમાં કલેશ દાંપત્યપ્રેમની હાનિ અને સંસારવ્યવહારમાં સદા ઉદ્વેગ જ રહ્યા કરે છે, કન્યાને યોગ્ય સ્વામી ન મળવાથી તે પોતાના દાતા પ્રતિ ઊંડા નિઃશ્વાસ નાખી પોતાના હૃદયમાં સદા સંતાપના અગ્નિથી બળ્યા કરે છે, અને તેનો ગૃહસ્થાશ્રમ સદા દુઃખદાયી નીવડે છે. આમ થવાથી પ્રજાવૃદ્ધિમાં પણ હાનિ પહોંચે છે. એટલામાટે કન્યા આપતાં પહેલાં વરની અંદર અનેક પ્રકારે ગુણોનો વિચાર કરવાનો છે. તે પૈકી ખાસ કરીને અવસ્થા, આરોગ્ય, વિદ્યા, રૂપ, પિતા તથા માતાનું કુટુંબ, અને સંપત્તિ, આટલી બાબતો તો વિચારવાની જ છે. જ્યાં સુધી સદ્‌ગુણી વર ન મળે ત્યાં સૂધી

કન્યાનો વિવાહ કરવામાં બિલકુલ ઉતાવળ ન કરવી. મનુની પણ તેવી જ આજ્ઞા છે. જેમ કેઃ-

**काममामरणात्तिष्ठद् गृहे कन्यर्तुमत्यपि ॥**
**नचैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥**

"કન્યા રજસ્વલા ધર્મવાળી થતાં પણ કુમારિકાધર્મથી ઘરમાં જ ભલે રહે પણ ગુણહીન વરને તો ન જ આપવી" તેમ

**उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ॥**
**अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥**

"ઉત્તમ કુલશીલવાળો યોગ્ય વર મળી જાય તો વિવાહકાલ ન પ્રાપ્ત થયો હોય તો પણ કન્યાને વિધિપૂર્વક વરના સદ્‌ગુણો પ્રતિ ખાસ લક્ષ્ય આપીને પરણાવી દેવી" અર્થાત્ પોતાની કન્યાના વાગ્દાનસમયે માબાપોએ કન્યાના શ્રેયને વિશેષ લક્ષ્યમાં લઇ વરની યોગ્યતાનો વિચાર પ્રથમ કરવો ઉચિત છે.

કન્યા વિવાહકાળના નિર્ણય સંબંધે મનુ મહારાજ આજ્ઞા કરે છે કે

**વરકન્યાવિવાહ સમય નિર્ણય**

**त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ॥**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥**

"ત્રીશ વર્ષના વયવાળાએ શ્રેષ્ઠ એવી બાર વર્ષની કન્યા સાથે લગ્ન કરવાં અને ચોવીસ વર્ષના વયવાળાએ આઠ વર્ષની કન્યા પરણવી અથવા ધર્મકાર્યમાં હાનિ પહોંચતી હોય તો તેથી પહેલી અવસ્થામાં પણ વિવાહ કરવો." વિવાહસમયમાં કન્યાની અવસ્થાના સંબંધમાં દેવળ ઋષિનો એવો મત છે કેઃ

**ऊर्ध्वदशाब्दाद्या कन्या प्राग्रजोदर्शनात्तु सा ॥**
**गांधारी स्यात्समुद्वाह्या चिरंजीवितुमिच्छता ॥**

"દશ વર્ષની ઉપર અને રજોદર્શનની પહેલાં કન્યા ગાંધારી કહેવાય છે, પોતાનું દીર્ઘાયુ ચાહનાર માબાપે કન્યાને ગાંધારી દશામાં જ પરણાવવી ઉચિત છે" પૂર્વોક્ત બન્ને શ્લોકોનો

આશય એવો છે કે રજોદર્શન પહેલાં જ કન્યાનો વિવાહ થવો જોઈએ. સંવર્ત સંહિતામાં લખ્યું છે કેઃ–

**अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी ॥**
**दशवर्षा भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥**

"આઠ વર્ષની કન્યા ગૌરી, નવ વર્ષની રોહિણી, દશ વર્ષની કન્યા અને એથી વિશેષ વર્ષની રજસ્વલા કહેવાય છે" રજોદર્શનની પહેલાં પણ દશ વર્ષ ઉપરાંતની કન્યા રજસ્વલા સમાન જ શાસ્ત્રકારોએ ગણી છે; અર્થાત્ પછી સુયોગ્ય વર મળતાં વિલંબ ન કરવો. સિવાય પણ બીજું પ્રમાણ એ છે કેઃ–

**माता चैव पिता चैव ज्येष्ठो भ्राता तथैव च ॥**
**त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ।**
**तस्माद् विवाहयेत्कन्यां या वै नर्तुमती भवेत् ॥**

"કન્યાને રજોદર્શન થતાં પર્યંત જો ન પરણાવે તો તેનાં માતાપિતા તથા પોષક મોટો ભાઈ એ ત્રણે નરકમાં પડે છે. શાસ્ત્રકારોએ કન્યાવસ્થાની અંદર જ વિવાહ પ્રશંસિત કર્યો છે" યમસંહિતામાં લખ્યું છે કેઃ–

**प्राप्ते तु द्वादशे वर्षे यः कन्यां न प्रयच्छति ।**
**मासि मासि रजस्तस्याः पिता पिबति शोणितम् ॥**

"બાર વર્ષની કન્યા થતાં પર્યન્ત પણ જો વિવાહ ન કરવામાં આવે તો તેના પિતાને પ્રત્યેક મહિને રજોજનિત રુધિરપાન સમાન દોષ લાગે છે." પૂર્વોક્ત સર્વ ઋષિઓનો તથા મહર્ષિ ગૌતમનો પણ આ સંબંધમાં એ જ આશય છે કેઃ– **प्रदानं प्रागृतोरप्रयच्छन्दोषी भवति** "રજોદર્શન પહેલાં કન્યાદાન ન આપે તો પિતા દૂષિત થાય છે" પૂર્વોક્ત સર્વ પ્રમાણોનો સારાંશ એ જ છે કેઃ રજોદર્શન પહેલાં અથવા રજોદર્શન ન થયેલું હોય તો આઠ વર્ષથી લઈ બાર વર્ષની અંદરની કન્યાને જરૂર પર-

ણાવી દેવી ઉચિત છે. શાસ્ત્રકારોએ બીજો પણ એવો સૂક્ષ્મ વિચાર કન્યાદાનના સમયનિર્ણયમાટે કર્યો છે કેઃ–કન્યા રજસ્વલા થયા પહેલાં ત્રણ દેવો તેના ભોક્તા થાય છે, અને તે પછી મનુષ્યને ભોક્તૃત્વનો અધિકાર પ્રાપ્ત થાય છે. ઋગ્વેદનો મંત્ર પણ આ વિષયમાં પ્રમાણરૂપ છે. યથા सोमः प्रथमोः विविदे गंधर्वो विविद उत्तरः तृतीयोऽग्निष्टे पतिस्तुरीया मनुष्यजाः "ચંદ્ર દેવતા પ્રથમ કન્યાને પ્રાપ્ત કરે છે, બાદ ગન્ધર્વ ભોક્તા થાય છે, તદનન્તર અગ્નિ ભોક્તા થાય છે, અને અન્તે મનુષ્ય કન્યાના ભોક્તા થાય છે." પૂર્વોક્ત મંત્રનો ભાવાર્થ એવો છે કે ચંદ્ર વગેરે ત્રણ દેવો કન્યા રજસ્વલા થતાં તેનામાં સ્ત્રીપણાની પૂર્ણતા લાવવામાટે તેને પોતપોતાના અધિકારથી ત્રણ પ્રકારના વિકાસને પ્રાપ્ત કરે છે. આ વિષય ઉપર મહર્ષિ યાજ્ઞવલ્કયએ કહ્યું છે કેઃ–

सोमः शौचं ददौ तासां गन्धर्वाश्च शुभां गिरम्<br>
पावकः सर्वमेध्यत्वं मेध्या वै योषितो यतः ॥

"ચંદ્ર દેવતાએ સ્ત્રીને સ્વચ્છતા આપી છે, ગન્ધર્વોએ વાણીની લલિતતા આપી છે, અને અગ્નિએ પવિત્રતા આપી છે જેથી સ્ત્રીઓ પવિત્ર છે" તેવી જ રીતે મહર્ષિ ગોભિલ જણાવે છે કેઃ–

व्यञ्जनैस्तु समुत्पन्नैः सोमो भुञ्जीत कन्यकाम् ॥<br>
पयोधरैस्तु गन्धर्वो रजसाग्निःप्रकीर्तितः

"સ્ત્રીભાવની વિકાસી ચેષ્ટાઓદ્વારા ચંદ્ર સ્ત્રીનો ભોક્તા થાય છે; સ્તનના વિકાસદ્વારા ગન્ધર્વો અને રજોદર્શનથી અગ્નિ ભોક્તા થાય છે" પૂર્વોકત શ્લોકનો ભાવાર્થ એ છે કેઃ–ચંદ્રની દૈવી શકિતથી સ્ત્રીભાવનો વિકાસ, ગન્ધર્વની શકિતથી સ્તનવિકાસ અને અગ્નિજન્ય શકિતથી રજોદર્શન થાય છે. આવી રીતે ત્રણ પ્રકારની દૈવી શકિતથી કન્યામાં રજસ્વલા થતાં પર્યન્ત સર્વાંગપૂર્ણતા આવી જાય છે અને તેથી ગર્ભાધાનનો મનુષ્યનો અધિકાર પ્રાપ્ત થાય છે. પરંતુ વિવાહસંસ્કાર તો કન્યાકાલમાં જ થવો ઉચિત છે;

કારણ કે, વૈવાહિક સંબંધ પાતિવ્રત્યધર્મથી પૂર્ણ છે. સાધારણ શરીર સંબંધમાં વિવાહસંબંધનો સમાવેશ નથી. પાતિવ્રત્યધર્મના રક્ષણપૂર્વક વિવાહસંસ્કાર થવાનું ગોભિલ ઋષિ કહે છે. જેમકેઃ-

**तस्मादव्यञ्जनोपेतामरजामपयोधराम्।**
**अभुक्ताञ्चैव सोमाद्यैः कन्यका तु प्रशस्यते ॥**

અર્થાત્ વ્યંજનાદિ વિકાસની પહેલાં રજોદર્શનની પ્રથમ જ કન્યાનો વિવાહ યોગ્ય ગણાય છે. કન્યાવસ્થાથી લઈને રજોદર્શન પર્યન્તનો કાળ વિવાહમાટે ઉક્ત છે. યદ્યપિ ઋતુ થયા પછી પણ વિવાહકાળનાં પ્રમાણો શાસ્ત્રમાં કવચિત્ સ્થલે જોવામાં આવે છે; પરન્તુ પૂર્વાપર વિચારતાં તે પ્રમાણો આપદ્ધર્મપ્રકરણના જ છે. મનુસ્મૃતિમાં લખ્યું છે કેઃ-

**त्रीणि वर्षाण्युपेक्षेत कुमार्यृतुमती सती ॥**
**उर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥**
**अदीयमाना भर्तारमधिगच्छेत् स्वयंयदि**
**नैनः किञ्चिदवाप्नोति न च यं साधिगच्छति ॥**
**पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन्**
**स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥**

"ઋતુ પ્રાપ્ત થતાં સૂધીમાં પણ જો માતાપિતા પોતાની કન્યાને ન પરણાવે તો પછી ઋતુ આવ્યા બાદ પણ કન્યાએ ત્રણ વર્ષ પર્યન્ત માબાપની મર્યાદામાં રહી વાટ જોવી બાદ પોતાની મેળે યોગ્ય પતિ કરવો. પિતા પોતાના જ સ્વાર્થિક કારણથી કન્યાને ન પરણાવે તો સ્વયંવર કરવામાં કન્યા દૂષિત થતી નથી અને તેવી સ્વયંવૃત કન્યા પરણનાર પુરુષે પણ કન્યાના પિતાને કશું પણ દ્રવ્ય આપવું નહિ; કારણ કે, વિવાહકાળ જતાં અને રજોદર્શન થઇ જતાં સૂધી પણ કન્યાને ન પરણાવવાથી સંતતિના અવરોધથી થયેલા અપરાધથી પિતાનો કન્યા ઉપરનો હક્ક ચાલ્યો જાય છે." ઉપર્યુકત પ્રમાણોનો પૂર્વાપર વિચાર

કરતાં એ જ સિદ્ધાન્ત જણાય છે કેઃ-કન્યા પોતાના વિવાહ માટે સ્વતંત્ર નથી, પિતાનો જ અધિકાર કન્યાદાનમાં છે; પરંતુ આપત્તિ આવતાં કન્યા સ્વતંત્ર થઈ તેમાં પણ ઘણું કરીને શિષ્ટાચાર પ્રમાણે ક્ષત્રિય રાજકન્યા સ્વયંવર કરી શકે છે. આ ઉપરથી સ્ફુટાર્થ એ જ નીકળે છે કેઃ-ઋતુ પછી વિવાહ કરવાના સર્વ પ્રમાણો આપત્કાલમાં અગતિકગતિ (બીજો ઉપાય ન હોય તે) માટે છે, પરન્તુ આપત્તિ ન હોય તો તે પ્રમાણે વર્તવું ઉચિત નથી જ જેથી આર્યોએ તો શાસ્ત્રોકત વિવાહકાળમાં કન્યાઓને પરણાવવી; કારણ કે, વિધિ પ્રમાણે કરવામાં આવતા કન્યાદાનથી જ માતાપિતાને મહાપુણ્ય મળે છે.

**ગર્ભાધાન સંસ્કાર**

ગર્ભાધાન એટલે સૃષ્ટિવિકાસનું બીજારોપણ. એ સંસ્કાર તેમની યોગ્ય અવસ્થામાં જ થવો જોઈએ. માતાપિતાનું શરીર તંદુરસ્ત ન હોવાથી તેમની સંતતિ પણ તેવી નબળી થાય છે માટે સંતતિ સારી નીરોગી થાય અને માબાપ પણ સદા સબળ દીર્ઘાયુષી બન્યાં રહે તેટલાં ખાતર વગર સમયે ગર્ભાધાનનો સુશ્રુતમાં નિષેધ કર્યો છે. જેમ કેઃ-

> **ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ॥**
> **यद्याधत्ते पुमान्गर्भं गर्भस्थः स विपद्यते ॥**
> **जातो वा न चिरंजीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ॥**
> **तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥**

"પચીસ વર્ષથી ઓછી અવસ્થાવાળો પુરુષ જો સોળ વર્ષથી ઓછી અવસ્થાવાળી સ્ત્રીમાં ગર્ભાધાન કરે તો ગર્ભમાં સંતાનનો વિનાશ થાય છે અથવા જો તે ગર્ભ પૂર્ણ થઇ જન્મે તો તે બાળક ચિરંજીવી થતો નથી અને જો કદાચિત્ વિશેષ વખત જીવે તો તે દુર્બળ રહે છે. તેથી અત્યન્ત બાલ અવસ્થામાં ગર્ભાધાન નહિ કરવું." અર્થાત્ વિવાહ થયા બાદ અને આગળ કહેવાશે તે

પ્રમાણે સ્વીકારેલા વ્રતમાં રજોદર્શન થયા પછી પણ પતિપત્નીએ નિયમબદ્ધ રહેતાં પરસ્પર એકતામૂલક પ્રેમવલ્લીને પોષતાં રહી બ્રહ્મચર્યનું પાલન કરવું ઉચિત છે. રજોદર્શનનો સામાન્ય સમય સુશ્રુતમાં નીચે પ્રમાણે બતાવેલો છે.

**तद्वर्षाद्द्वादशात्काले वर्तमानमसृक्पुनः ॥**
**जरापक्वशरीराणां याति पंचाशतः क्षयम् ॥**

"બાર વર્ષના વયથી રજોદર્શનનો પ્રારંભ થાય છે અને વૃદ્ધાવસ્થામાં પચાસ વર્ષે બંધ થાય છે" આવી રીતે સામાન્ય અવધિ જણાવ્યો છે. પરન્તુ કેટલાક વિષયોત્તેજક પદાર્થોના સેવનથી બાર વર્ષ પહેલાં પણ રજોદર્શન થાય છે અને તેવી જ રીતે પ્રતિબંધક પદાર્થોના સેવનથી અથવા રોગ વગેરેના કારણથી બાર વર્ષથી પણ વધારે અવસ્થામાં રજઃપ્રાપ્તિ થાય છે. કન્યાના માબાપોએ ખાસ લક્ષ્યમાં રાખવું ઉચિત છે કે અપવિત્ર પદાર્થોનું સેવન તેમ જ કુસંગનો પાશ કન્યાવસ્થામાં ન લાગવો જોઈએ. અપકવાવસ્થામાં રજોદર્શન થવું તે ભવિષ્યમાં હાનિનું ચિહ્ન છે. જેથી બાલિકાને પકવાવસ્થાએ પહોંચતાં સૂધી બ્રહ્મચારીના નિયમો અને આહાર વિહાર પણ તેવા જ સેવવાની જરૂર છે. બાર વર્ષ પહેલાં પરણાવેલી કન્યાને રજોદર્શન પર્યન્ત અવશ્ય, અને પછી બને ત્યાંસૂધી બ્રહ્મચર્ય પળાવવું એ જ તે કન્યાને ભવિષ્યમાં શુભ ફળ આપનાર અત્યુત્તમ કર્મયોગ છે. પશુધર્મ કરતાં આર્ય મનુષ્યધર્મનું તેટલું જ ગૌરવ છે. બાર વર્ષ પહેલાં પરણેલી કન્યાની સાથે તુરત જ પાશવિક વ્યવહાર શરુ કરવાનું સનાતન ધર્મમાં તેમ જ વૈદ્યકમાં પણ અત્યન્ત નિષિદ્ધ છે. મહર્ષિ આશ્વલાયન આ વિષયમાં આજ્ઞા કરે છે કેઃ—

**प्राग्रजोदर्शनात्पत्नीं नेयाद् गत्वा पतत्यधः ॥**
**व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात् ॥**

"રજોદર્શન પહેલાં સ્ત્રી ગમન ન કરવું. મોહથી જો રજોદર્શન પહેલાં ગમન કરવામાં આવે તો વીર્યના વ્યર્થ પાતથી બ્રહ્મહત્યાનું પાપ લાગે છે" માટે કન્યામાં સ્ત્રીભાવની પૂર્ણતા થયા સિવાય પતિએ પૂર્વોક્ત સંબંધ ન કરતાં તેમાં અપૂર્ણ રહેલી શિક્ષાઓ આપી તેટલો સમય વ્યતીત કરવો. પાતિવ્રત્યના ધર્મો, પવિત્ર આચારના નિયમો, નીતિ, લજ્જા, આજ્ઞાપરાયણતા, આલસ્યનો ત્યાગ, પતિ પ્રતિ અનન્ય ભાવ, તેમ જ પ્રાચીન સતીચરિત્રની શિક્ષાઓ, વિવાહ પછી પતિએ આપવી વિશેષ ઉચિત છે અને રજોદર્શન પહેલાં તેમની સાથે કામચેષ્ટાઓ ન આચરતાં કેવળ વિશુદ્ધ પ્રેમનું મૂળ સ્ત્રીના હૃદયમાં જમાવવું. તેમ જ પ્રથમ રજોદર્શન થયા પછી પણ બની શકે તો અમુક થોડો સમય બ્રહ્મચર્ય પાળવું અને પછી ગૃહસ્થધર્મના નિયમ પ્રમાણે નિયમબદ્ધતાથી વર્તવું. ઉપર પ્રમાણે વિશુદ્ધ દામ્પત્યપ્રેમ-વિકાસનો ક્રમ મહર્ષિઓએ બતાવેલો છે. વિવાહ થયા પછી પણ સ્ત્રીભાવનો પૂર્ણ વિકાસ થતાં પર્યન્ત પતિપત્ની બન્નેએ બ્રહ્મચર્યપાલન કરવાના સંબંધમાં पारस्कर આજ્ઞા કરે છે કેઃ— त्रिरात्रमक्षारालवणाशिनौस्यातामधःशयीतां संवत्सरं न मिथुनमुपेयातां द्वादशरात्रं षड्रात्रं त्रिरात्रमन्ततइति. "ત્રણ રાત્રિ પર્યન્ત ગળ્યું અને મીઠાંવાળું દ્રવ્ય ન ખાતાં જમીનમાં શયન કરી એક વર્ષ બાર રાત્રિ છ રાત્રિ અગર ત્રણ રાત્રિ પર્યન્ત સંસર્ગથી દૂર રહેવું" પૂર્વોક્ત આશયને અનુસરી કેટલાક પ્રદેશમાં દ્વિરા[1]ગમનનો રિવાજ રાખવામાં આવેલો છે. વિવાહ થયા પછી પતિપત્નીએ એક જ સ્થલે રહી બ્રહ્મચર્ય પાળવું કઠિન છે, પરન્તુ દ્વિરાગમન (આણા)ની રીતિથી એ સુગમ થઈ પડે છે. આ સ્થળે સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે વિવાહ થયા પછી પણ બ્રહ્મચર્ય પાળવું પડે તો તે કરતાં સ્ત્રીભાવના વિકાસ થયા પહેલાં અર્થાત્ અવિવાહિત

૧ વિવાહ થયા પછી કેટલેક વર્ષે કન્યાને યોગ્ય ઉમ્મરે સાસરે મોકલવી તે.

દશામાં જ બ્રહ્મચર્યનું પાલન કરી યોગ્ય વયમાં વિવાહ કરવામાં શો બાધ છે! આ પ્રશ્નનું ઉત્તર એ છે કે:–પવિત્ર સૃષ્ટિવિસ્તારની સાથે જે જે જાતિ વંશનો જેટલો સંબંધ છે તેટલી જ અધિક પવિત્રતાની રક્ષામાટે તે તે જાતિ અને વંશે તેટલે દરજ્જે અધિક પ્રયત્ન કરવો જોઇએ અને જેનાથી થોડી પણ અપવિત્રતાની સંભાવના થતી હોય તેનાથી સદા દૂર જ રહેવું જોઇએ. સ્ત્રીઓ રજસ્વલા થતાં સૂધી અવિવાહિત રહેવામાં અનેક દોષોની સંભાવના રહે છે. રજસ્વલા એ એવી દશા છે કે તેમાં સ્વભાવથી જ સ્ત્રીનું ચિત્ત કામવશ થાય છે. આ દશામાં જરાપણ સ્ત્રીઓના હૃદયમાં દોષનો અંશ અંકુરિત ન થાય તેટલા ખાતર પૂરી રીતે સાવધાન રહેવાનું છે. અવિવાહિત સ્ત્રી રજસ્વલા થતાં તેમનામાં કામાગ્નિ પ્રદીપ્ત થઈ જરૂર અનર્થમાં દોરાઇ જાય છે. પરપુરુષના સંગથી ચિત્ત દૂષિત થાય છે અને તેમ થવાથી વ્યભિચાર દોષ થયા વિના રહેતો નથી. પતિ વિનાની રજસ્વલાએ બ્રહ્મચર્ય પાળવું મુશ્કેલ છે અને તેમ ન થતાં તેમનો પાતિવ્રત્યધર્મ શિથિલ થઈ જાય છે, શાસ્ત્રકારો વિવાહ થયા પછી બ્રહ્મચર્યની આજ્ઞા કરે છે, અને બીજી તરફથી પ્રકૃતિની સહાયતાથી કામદેવ ભવિષ્યમાં રજસ્વલા થનારી સ્ત્રીઓને પોતાના વિકારોથી અનુક્રમે પૂર્ણ બનાવે છે. આવી દશામાં વિવાહિત સ્ત્રી જ પોતાના મનને પતિદેવમાં રોકી બ્રહ્મચર્યને પાળી શકે છે. પરન્તુ અવિવાહિત સ્ત્રીનું મન અન્ય કોઇ પણ પુરુષનું અભિલાષી થઈ જાય છે. મન ઘણું ચંચળ છે. ભગવાન શ્રીગીતાજીમાં કહે છે કે:–

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

મન ઘણું ચંચળ અને અનેક વિષયોમાં ભટકાવનારું છે. વાયુની માફક તેને પણ રોકવું ઘણું કઠિન છે. માટે આવા પ્રકારનું ચંચળ મન રજસ્વલા અવસ્થામાં કન્યાને વિષયવાસ-

નામાં દોરી જઈ તેનું હૃદય દૂષિત બનાવી દઈ કન્યાનું આદર્શ સતીત્વ નષ્ટ કરે છે. અનેક પુરુષોના કામભાવની છાયા પડવાથી અવિવાહિત કન્યા પ્રકૃતિના ખેંચાણથી કામાકૃષ્ટ બને છે; અને કદાચિત્ આવી સ્થિતિમાં કુસંગ થવાથી ગર્ભાધાન થઈ જાય, તો વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થઈ તે પવિત્ર સૃષ્ટિના નંદનવનમાં એક વિષવલ્લીરૂપે બને છે. ભગવાન્ શ્રીગીતાજીમાં લખે છે કેઃ–

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥**

"વર્ણસંકર પ્રજાથી તેમના વંશજો નરકમાં પડે છે અને પિતૃઓ પણ પિંડ ન મળવાથી નરકવાસ ભોગવે છે." પૂર્વોક્ત કેટલાક દોષોનો સંભવ જ ન થાય તેટલા ખાતર જ અવિવાહિત સ્ત્રીને રજોદર્શન પર્યન્ત બ્રહ્મચારિણી રાખવા કરતાં વિવાહિત કરીને રજોદર્શન પહેલાં અને વ્રત હોય તો પછી પણ બ્રહ્મચર્ય પળાવવું ઉત્તમ છે. પરણેલી કન્યા રજોદર્શન પછી પણ તે પોતાના પતિદેવમાં જ આસક્ત હોવાથી અન્યમાં લેશમાત્ર પણ અભિલાષિણી ન બનતાં સારી રીતિથી બ્રહ્મચર્ય પાળી શકે છે. તેના સર્વ વિકારી ભાવો પણ પતિમાં લીન થાય છે. સિવાય પણ બાલ્ય અવસ્થામાં કન્યા પતિમાં જ સર્વ રીતે ઓતપ્રોત બની વિશુદ્ધ પ્રેમની જડ મજબૂત કરે છે. સ્વામીમાં જ તેનો અનુરાગ લાગ્યો રહે છે અને દામ્પત્યપ્રેમ પરસ્પર સુદૃઢ બન્યા કરે છે. ભવિષ્યમાં તેવાં દમ્પતીનો ગૃહસ્થાશ્રમ અમૃતમય બને છે, માટે જ વશિષ્ઠ ઋષિની આજ્ઞા છે કેઃ–'**प्रयच्छेन्नग्निकां कन्याम्**' "નગ્નિકા અવસ્થાની કન્યાનું દાન કરવું." અને નગ્નિકા એટલે '**नग्निकाऽनागतार्तवा**' "જેને રજોદર્શન ન થયું હોય તે કન્યા નગ્નિકા કહેવાય છે." એમ પૈઠીનસિ ઋષિએ નગ્નિકા શબ્દની વ્યાખ્યા કરી છે. તે પ્રમાણે કન્યાનું દાન રજોદર્શનથી પહેલાં કરી તે પછી બંને દંપતીની અવસ્થા અને શક્તિ અનુસાર એક વર્ષ, બાર રાત્રિ, છ રાત્રિ

બાદ ત્રણ રાત્રિ બ્રહ્મચર્ય વ્રત પળાવવું. તે વચ્ચે કદાચિત્ સ્ત્રીને ઋતુકાલ પ્રાપ્ત થાય તો પણ પતિએ સ્ત્રીગમન કરવું નહિ.

જો કે ઋતુ થયા પછી 'ऋतौभार्यामुपेयात्' એ વચનથી પ્રશસ્ત રાત્રીઓમાં પુરુષે સ્ત્રીગમન કરવું અવશ્ય પ્રાપ્ત થાય છે અને તે ઋતુગમનનો લોપ થાય, તો શાસ્ત્રકારોએ પુરુષને તેથી પાતકી થવાનું કહ્યું છે, જેમકે,

**ऋतुस्नातां तु यो भार्यां सन्निधौ नोपगच्छति ।**
**घोरायां भ्रूणहत्यायां पच्यते नाऽत्र संशयः ॥** प. स्मृ.

"જે પુરુષ પોતે પાસે છતાં ઋતુકાલમાં પોતાની સ્ત્રી પાસે જતો નથી તે ઘોર ગર્ભહત્યામાં પડે છે આમાં સંદેહ નથી." બીજી તરફથી વિવાહ થયા પછી પણ અમુક સમય દમ્પતીએ બ્રહ્મચર્ય પાલવું એમ પણ શાસ્ત્રીય વચનોથી જ સિદ્ધ થાય છે. તો આ વિષયમાં એક જ ઋતુકાલના સમયમાં બ્રહ્મચર્ય અને સ્ત્રીગમન એ બન્ને વાત પરસ્પર વિરુદ્ધ હોવાથી બન્નેમાંથી કયો પક્ષ લેવો એ વિષયમાં સંદેહ થાય છે પણ તેનું સમાધાન એ છે કે 'सामान्यशास्त्रतो नूनं विशेषो बलवान् भवेत्' અર્થાત્ "સામાન્ય વિધિથી વિશેષ વિધિ બલવાન્ છે" એ ન્યાયથી આ સ્થલે સામાન્ય વિધિનો વિશેષ વિધિ બાધક છે એમ સમજવું. ઋતુમાં રાગપ્રાપ્ત સ્ત્રીગમનનો વિધિ સામાન્ય છે અને વિવાહ પછી બ્રહ્મચર્યનો વિધિ વિશેષ છે. તો સામાન્ય વિધિના બાધથી વિશેષ વિધિ પ્રમાણે વર્તવામાં આવે તો પુરુષ પાતકી થતો નથી. આવા જ આશયવાળું મનુસ્મૃતિના ભાષ્યકાર મેધાતિથિનું વચન છે કેઃ—'**तत्र सत्यपि संवत्सरस्याऽन्तरापतिते ऋतौ गमनं नास्ति एवमेते स्मृती अविरोधिन्यौ भवतः त्रिरात्रादीनां तु विकल्पः अत्यन्तरागपीडितयोर्गमनं धैर्यवतोस्तु ब्रह्मचर्यम् ।**'

"વિવાહ પછી સ્વીકારેલા એક વર્ષના બ્રહ્મચર્ય વ્રતની અંદર ઋતુકાલ પ્રાપ્ત થાય તો પણ ગમન કરવું નહિ એમ વર્તવાથી બંને સ્મૃતિઓનો વિરોધ ટળી જાય છે. ત્રણ રાત્રિ વગેરે બ્રહ્મ-

ચર્યના જે પક્ષો છે તેનો તેં વિકલ્પ છે. અર્થાત્ આ વિષય બંને સ્ત્રીપુરુષોના મનોબલ ઉપર આધાર રાખે છે. જો દંપતી અત્યન્ત રાગથી પીડાતા હોય તો બ્રહ્મચર્યનો અવધિ ટૂંકો રાખવો અને ધૈર્યવાળા હોય તો બ્રહ્મચર્ય લંબાવવું."[1]

---

[1] બ્રહ્મપુરાણમાં આ વિષય પરત્વે એવી વ્યવસ્થા કરી છે કેઃ—

कृते विवाहे वर्षं तु वस्तव्यं ब्रह्मचारिणा ।
यद्यष्टवर्षा कन्या स्यात्तथा तत्रिगुणः पुमान् ॥
अथ तद्द्वादशाऽहानि त्रिंशद्वर्षेण सर्वदा ।
यदि द्वादशवर्षा स्यात्कन्यारूपगुणान्विता ॥
द्वात्रिंशद्वर्षपूर्णेन यदि षोडशवार्षिकी ।
लब्धा तदा तु ष‸ात्रं वस्तव्यं संयतेन तु ॥
विंशत्यब्दा यदा कन्या वस्तव्यं तत्र वै त्र्यहम् ।
अत ऊर्ध्वमहोरात्रं वस्तव्यमतिसंयतैः ॥

"વિવાહ સમયે જો કન્યા અષ્ટ વર્ષની અને વર તેનાથી ત્રણગણી અવસ્થાવાન્ હોય તો, પછી એક વર્ષ બ્રહ્મચર્ય પાળવું, કન્યા બાર વર્ષની અને વર ત્રીશ વર્ષનો હોય તો બાર રાત્રિ, કન્યા ષોડશ વર્ષની અને પુરુષ બત્રીશ વર્ષનો હોય તો છ રાત્રિ, અને તેવા જ કોઈ અનિવાર્ય સંયોગે કન્યા વીશ વર્ષની થઈ ગઈ હોય ત્યારે ત્રણ રાત્રિ તેમ જ તેથી પણ વધુ વયની કન્યા હોય તો એક રાત્રિ બ્રહ્મચર્યવ્રત પાળવું." આ ઉપરથી પણ એવું તાત્પર્ય નીકળે છે કે વિવાહ સમયે વરકન્યાની અવસ્થા જેમ જેમ ન્હાની હોય તેમ તેમ બ્રહ્મચર્યવ્રત વિશેષ પળાવવું. આ બ્રહ્મપુરાણના વાક્યમાં ષોડશ અને તેથી પણ વધારે ઊમરની કન્યાનો ઉલ્લેખ કરેલો હોવાથી એમ માની લેવાનું નથી કે ષોડશથી પણ વિશેષ અવસ્થાવાળી કે ઋતુમતી કન્યા પરણાવવામાં શાસ્ત્રની સર્વથા સંમતિ છે? કારણ કે પરાશરમાધવીયમાં દર્શાવ્યું છે કેઃ— 'स्त्रीणामुपनयस्थाने विवाहं मनुरब्रवीत्, "સ્ત્રીઓનો વિવાહ સંસ્કાર તેના ઉપનયન સંસ્કારને સ્થાને હોવાનું મનુ મહારાજે કહેલું છે." તે પ્રમાણે ઉપનયન સંસ્કારમાટે જે જાતિના જે જે મુખ્ય તથા ગૌણ કાલો શાસ્ત્રમાં જણાવ્યા છે તેજ કાલો સ્ત્રીના વિવાહ માટે પણ સમજવાના છે જેમકે બ્રાહ્મણ કન્યાનો મુખ્ય કાલ આઠમું વર્ષ અને તેથી ઉપર ષોડશ વર્ષ પર્યન્ત ગૌણ, ક્ષત્રિય કન્યાનો મુખ્ય કાલ વર્ષ ૧૧ મું અને તેથી ઉપર ૨૨ વર્ષ પર્યન્ત ગૌણ તેમ જ વૈશ્ય

**કદાચિત્ વિવાહ પછી લાંબા સમયનું બ્રહ્મચર્યવ્રત ન સ્વીકારેલું હોય તો પણ પ્રથમ રજોદર્શનનાં ઋતુકાળમાં ગર્ભાધાન કરવાની જ્યોતિઃશાસ્ત્ર તો મના કરે છે. યથા–**

---

કન્યાના વિવાહ માટે મુખ્ય કાલ ૧૨ મું વર્ષ અને તેથી આગળ ૨૪ વર્ષ પર્યન્ત ગૌણ કાલ ગણી શકાય છે તદનુસાર શાસ્ત્રમાં ષોડશ વર્ષ વગેરે સમયનો પણ નિર્દેશ કરેલો છે. તેમાં પણ રજોદર્શન થયા પહેલાં જ કન્યાનું દાન કરવું એ જ વિશેષ નિર્દોષ અને પુણ્યકારક છે; કારણ કે, મદનરત્ન ગ્રન્થમાં વ્યાસનું વાકય છે કે,

त्रिंशद्वर्षः षोडशाऽब्दां भार्यां विन्देत नग्निकाम् ॥

"ત્રીસ વર્ષના પતિએ ષોડશ વર્ષની પણ નગ્નિકા એટલે જેને રજોદર્શન ન થયું હોય તેવી કન્યા પરણવી." अतोऽप्रवृत्ते रजसि कन्यां दद्यात् पिता सकृत्॥ म.भा.

"એ જ હેતુથી રજોદર્શન થયા પહેલાં પિતાએ એક વાર કન્યાદાન કરવું" ઇત્યાદિ અનેક વચનો ઋતુકાલની પહેલાં જ કન્યાદાનનું વિધાન કરે છે અને રજોદર્શન થઈ ગયું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત પણ શાસ્ત્રમાં ઉપલબ્ધ થાય છે. માટે ષોડશ વર્ષ વગેરે ગૌણ કાલમાં કન્યાવિવાહના વાકયોનું તાત્પર્ય એ જાણવું કે **કાલનિર્ણયદીપિકામાં** કન્યાને રજોદર્શન થવાના સંબંધમાં જે સમયો દર્શાવ્યા છે કે "વાતજા કન્યાને ૧૨ મે વર્ષે, પિત્તજા કન્યાને ૧૪ મે વર્ષે અને દારૂણા કન્યાને ૧૬ મે વર્ષે રજોદર્શન થાય છે" તદનુસાર કોઇ કન્યાને તેની પ્રકૃતિવશાત્ રજોદર્શન થવામાં વિલંબ થયો હોય, પરંતુ ઊમર ષોડશ વર્ષ અગર તેથી વધુ થઈ હોય તો પણ લગ્ન કરવામાં પાતક થતું નથી. તેમ જ ગુણવાન્ વરની રાહ જોતાં કે પિતા વગેરેના પ્રતિબંધક સંયોગો ઉપસ્થિત થતાં લાંબા કાલ પર્યન્ત કન્યાના વિવાહનો અવરોધ થયો હોય, તો પણ જે તે જાતિની કન્યાના વિવાહના પૂર્વોક્ત ગૌણકાલ પર્યન્ત જે તે કન્યા અવિવાહિત રહેતાં પણ તે વ્રાત્ય થઈ શકતી નથી. પરંતુ તે પછી પણ જો અવિવાહિત રહે તો જેમ પુરુષના ઉપનયનનો ગૌણકાલ વ્યતીત થઈ જાય તો તે સાવિત્રીથી ભ્રષ્ટ થઇ વ્રાત્ય કહેવાય છે, તેમ સ્ત્રીઓ પણ તેવા જ પ્રકારના દોષને પ્રાપ્ત થાય છે, એવા હેતુથી જ કોઈ કોઈ સ્થલે શાસ્ત્રમાં ષોડશ વર્ષ વગેરે પણ વિવાહના ગૌણ સમયો બતાવ્યાં છે; નહિ કે તે સમયોને પ્રશસ્ત તરીકે માનવાનો શાસ્ત્રકારોનો આશય છે.

चतुर्थदिवसे शान्तिं कुर्याद्वा पञ्चमेऽहनि ।
वीक्षेऋर्तौ पुनः पुष्पं न तु गच्छेदृतावपि॥

"સ્ત્રીને પ્રથમ રજોદર્શન દુષ્ટકાલમાં થાય તો પતિ ચોથે દિવસે અગર પાંચમે દિવસે શાસ્ત્રોક્ત રીતિથી રજોદર્શન શાન્તિ કરે તેમ જ ફરી રજોદર્શનની રાહ જુએ. પરંતુ ઋતુકાલ છતાં પણ ગમન ન કરે.[1] માટે બની શકે તો દંપતીએ અમુક નિયમિત સમય પર્યન્ત બ્રહ્મચર્ય પાળી પ્રકૃતિનો સંયમ કરવો અથવા તેમ ન બને તો ઋતુ થતાં શાસ્ત્રીય નિયમ પ્રમાણે ચાર રાત્રિ બાદ ગમન કરવું. પરન્તુ ઋતુની પહેલાં તો સ્ત્રીગમન સર્વથા હાનિકારક છે એ વાત ખાસ લક્ષ્યમાં રાખી રજોદર્શન થયા બાદ સ્ત્રીભાવનો પૂર્ણ વિકાસ થતાં ગર્ભાધાન સંસ્કાર કરવો કે જેથી પૂર્વોક્ત સુશ્રુતના વચન[2] પ્રમાણે સંતતિ ક્ષીણ ન થઇ જતાં ઘણી દીર્ઘાયુ, બુદ્ધિશાળી અને સુદૃઢ નિવડે. એવા કેટલાક ઉત્તમ આશયોથી જ પ્રાચીન આર્યોએ કન્યાઓને યુવાવસ્થા પહેલાં પરણાવી યોગ્ય વય થતાં જ ગૃહવ્યવહારમાં નિયુક્ત કરવાનો ઉપદેશ આપ્યો છે.

---

૧ આ સિવાય બીજાં પણ કેટલાંક એવાં નિમિત્તો છે કે જેને લીધે પતિ ઋતુકાલમાં સ્ત્રીગમન ન કરે, તો પણ તેને દોષ લાગતો નથી. આ વિષયમાં વ્યાસનું વચન છે કે,

व्याधितो बन्धनस्थो वा प्रवासेषु च पर्वसु ।
ऋतुकालेऽपि नारीणां भ्रूणहत्या प्रमुच्यते ॥
वृद्धां वन्ध्यामसद्वृत्तां मृताऽपत्यामपुष्पिणीम् ।
कन्यां च बहुपुत्रां च वर्जयन्मुच्यते भयात् ॥

"પતિ રોગી, બન્ધનમાં પડેલો, કે પરદેશ ગયેલો હોય અગર પર્વકાલ (અમાવાસ્યા વગેરે) હોય, તો ઋતુકાલમાં સ્ત્રીગમન ન કરવાથી પણ તે પાપમુક્ત થાય છે, તેમજ જે સ્ત્રી વૃદ્ધા(અશક્ત) વાંઝણી, વ્યભિચારિણી, જેની સંતતિ મરી જતી હોય અથવા જેને રજોદર્શન ન થતું હોય તેવી અને વગર પરણેલી કે બહુ સંતતિવાળી સ્ત્રીનો જે ત્યાગ કરે છે તે ભયથી છૂટે છે."

૨ આ વચનમાં ૧૬ વર્ષ દારૂણા કન્યા પરત્વે કહ્યાં છે.

જેટલે અંશે કન્યાઓને નાની અવસ્થામાં પરણાવવામાં કેટલાક લાભો છે, તેટલે જ અંશે પુરુષને નાની વયે પરણાવવામાં મોટી હાનિ છે. પુરુષે પ્રકૃતિના રૂપાન્તર માયાને જીતી પરબ્રહ્મમાં લીન થવાનું છે, જેથી પુરુષે નાની વયમાં વિદ્યાભ્યાસ પૂર્ણ કરી સારાસાર વિવેકમાં નિપુણતા પ્રાપ્ત કર્યા બાદ વ્યવહારમાં જોડાવું ઉચિત છે. કે જેથી ભવિષ્યમાં તે માયાથી ન જીતાઈ જતાં અંતે પોતાનું લક્ષ્ય કર્તવ્યપરાયણ થઇ સાધી શકે. બુદ્ધિ પ્રાગલ્ભ્ય મેળવીને જ પુરુષ પોતાના કર્તવ્યમાં વિજયી થઇ શકે છે અને બુદ્ધિનો વૈભવ મેળવવા બ્રહ્મચર્યપૂર્વક પૂર્ણ વિદ્યા સંપાદન કરવી આવશ્યક છે; કારણ કે विद्ययाऽमृतमश्नुते ॥ ई. उ. ॥ "વિદ્યાવડે મનુષ્ય મોક્ષને પામે છે" માટે નાની વયમાં પુરુષને પરણાવી વ્યવહારની વિટંબણામાં નાખી દેવાથી તેમનો વિદ્યાભ્યાસ અપૂર્ણ રહે છે; વિદ્યા અને ગૃહ વ્યવહારની ઉપાસના એક સમયમાં થવી મુશ્કેલ થાય છે. અભ્યાસની અવસ્થામાં સ્ત્રીનું પારેઢું વળગાડવાથી વિદ્યાર્થીનું ચિત્ત દ્વિધા થઇ જાય છે; અભ્યાસ અપૂર્ણ રહે છે. શારીરિક શક્તિનો વિનાશ થાય છે. બ્રહ્મચર્યનો ધ્વંસ થવાથી બુદ્ધિચાપલ્ય ઘટી જાય છે. વીર્ય વિનાશ થવાથી નિસ્તેજ તેમ ક્ષય, પક્ષાઘાત, નિર્બળતા વગેરે અનેક રોગોનો પણ સંભવ રહે છે. તેમ જ અપૂર્ણ વયના પુરુષની સંતતિ પણ સ્વલ્પાયુ, બળહીન અને રોગી બને છે. પોતાની આધ્યાત્મિક અને શારીરિક ઉન્નતિ ન થવાથી તેમ જ વિદ્યાભ્યાસ અપૂર્ણ રહેવાથી મોક્ષ સંપાદન કરવામાં પણ અશક્ત થાય છે અને અંતે જીવન્મુક્તને બદલે જીવન્મૃત સમાન જ બને છે. પુરુષ કરતાં સ્ત્રીનું વય અધિક હોવાથી તે સ્ત્રી સિંહણની માફક પુરુષના બળનું ભક્ષણ કરે છે; અને અંતે અપૂર્ણ વયમાં જ ક્ષીણ થએલા પુરુષનો વિનાશ થાય છે, તેથી બાલ્યાવસ્થામાં પુરુષનો વિવાહ

**પુરુષબાલવિવાહ નિષેધ**

નિષિદ્ધ ગણ્યો છે. મનુ મહારાજ આજ્ઞા કરે છે કે, **अनन्यपूर्विकां यवीयसीम्** "અનન્ય ભાવવાળી નાની વયની કન્યા સાથે વિવાહ કરવો." તેમ **वर्षैरेकगुणां भार्यामुद्वहेत्त्रिगुणः स्वयम्॥** "ત્રિગુણી અવસ્થાના પુરુષે એક ગુણી કન્યા પરણવી" અને **धर्मे सीदति सत्वरः** "ધર્મ સંકટ આવી પડે તો જ જલદી પરણવું." પણ એ વાત લક્ષ્યમાં રાખવી કે યુવાવસ્થા પ્રાપ્ત થતાં પોતાથી નાની વયની સ્ત્રી સાથે જ પુરુષે લગ્ન કરવાં, શાસ્ત્રમાં બતાવેલી વયમાં વરવધૂના લગ્ન થવાથી તેમની સંતતિ બળવાન્ બુદ્ધિમાન્ અને ચિરંજીવી થાય છે. પૂર્વોક્ત વિચાર ધ્યાનમાં લઇને વર કન્યાના માબાપોએ વિવાહ સંસ્કાર કરવો.

———:o:———

## દ્વિતીય કિરણ

વિવાહ સંસ્કાર થયા પછી નારી જીવનની દ્વિતીય (બીજી) કક્ષા(દશા)નો આરંભ થાય છે. કન્યાવસ્થામાં પ્રાપ્ત કરેલ સતીધર્મનાં શિક્ષણનું તથા સપ્તપદી પ્રસંગે કરેલી પ્રતિજ્ઞાઓનું ગૃહિણી દશામાં સાર્થક્ય (સફળતા) થાય છે. જે પ્રમાણે ઉત્તમ ભક્ત શ્રીપ્રભુનાં ચરણમાં પોતાના તન મન ધન અને આત્માને પણ અર્પણ કરી તન્મય ભાવથી તેમને જ પ્રાપ્ત કરે છે, તે પ્રમાણે સતી પણ પોતાનું સર્વસ્વ શ્રીપતિદેવના ચરણારવિંદમાં સમર્પણ કરી તેનું સેવન કરવાથી તેનામાં લીન થઇ મુક્ત થાય છે. તેવી વિશુદ્ધ ચરિત્રવતી સ્ત્રી સર્વત્ર પ્રશંસનીય પતિવ્રતા કહેવાય છે. આર્યશાસ્ત્રમાં તેવી જ સ્ત્રીઓનો મહિમા ગવાય છે.

**ગૃહિણી અવસ્થા**

**पतिव्रतानो महिमा अने स्वरूप**

**तपनस्तप्यतेत्यन्तं दहनोऽपि च दह्यते ।**
**कम्पन्ते सर्वतेजांसि दृष्ट्वा पातिव्रतं महः ॥**
**यावत्स्वलोमसंख्यास्ति यावत्कोटियुगानि च**
**तावत्स्वर्गसुखं भुङ्क्ते रममाणा पतिव्रता ॥**

धन्या सा जननी लोके धन्योऽसौ जनकः पुनः
धन्यःस च पतिःश्रीमान् येषां गेहे पतिव्रता ॥
पितृवंश्या मातृवंश्या पतिवंश्या स्त्रयस्त्रयः ।
पतिव्रतायाःपुण्येन स्वर्गसौख्यानि भुञ्जते ॥

"સૂર્ય વગેરે સર્વ પ્રકારના તેજો પણ પતિવ્રતાના તેજના પ્રભાવથી કંપે છે અને લોકને વિશેષ પ્રકાશિત બનાવે છે. પોતાનાં રુંવાળાંની સંખ્યા જેટલાં વર્ષો પર્યન્ત પતિવ્રતા સ્વર્ગમાં આનંદ ભોગવે છે. જેને ઘેર પતિવ્રતા સ્ત્રી છે તેના માતા પિતા તથા પતિને પણ ધન્યવાદ છે. પતિવ્રતાના પ્રભાવથી માતા પિતા પતિ આ પ્રમાણે ત્રણે કુળના વંશજો સદા સ્વર્ગીય સુખને ભોગવે છે." પતિવ્રતાના મનમાં પતિ સંબંધી ચિંતાની સરણી હંમેશાં જાગૃત રહ્યા કરે છે. પતિના અહિતથી સતી સ્ત્રીનું મન સદા ચિંતાગ્રસ્ત રહે છે. અને તેવી રીતે હૃદયમાં પતિની ફિકર રહ્યા કરવી એ જ સતીત્વનો ગંભીર ભાવ છે. પતિના ઉદાસીનપણાથી પોતે પણ તેવી જ રહે છે. પતિ પ્રસન્ન તો પોતે પણ પ્રસન્ન રહે છે. પતિના મંદવાડથી સતીના મનમાં ચિંતારૂપ દાવાગ્નિ બળતો હોવાથી પોતે પતિના પહેલાં જ પોતાના અવસાનને ઇચ્છે છે. બસ શુદ્ધ સતી સ્ત્રીઓનો ઉપર પ્રમાણે જ પતિ પ્રતિ નિર્મળ ભાવ હોય છે, અને તેવા પૂર્ણ ભાવોથી ભરપુર હૃદયવાળી સ્ત્રીઓ જ પતિવ્રતા કહેવાય છે. ઋષિજનો તેવી સ્ત્રીદેવીનો જ મહિમા મુક્ત કંઠે ગાય છે, શ્રીમનુમહારાજ કહે છે:—

प्रजनार्थं महाभागा पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चित् ॥

"પવિત્ર સંતાન ઉત્પન્ન કરનારી ઘરમાં દીવારૂપી સતી સ્ત્રી અને લક્ષ્મીમાં કશો તફાવત નથી."

पतिं या नाभिचरति मनोवाग्देहसंयुता ।
सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति कथ्यते ॥

"જે સ્ત્રી દેહ વાણી અને મનથી પણ પતિથી ભિન્નતા ન રાખે તે પતિ લોકને પામે છે અને સજ્જનો તેને સાધ્વી કહે છે" દક્ષ સંહિતામાં કહ્યું છે કેઃ–

अनुकूला न वाग्दुष्टा दक्षा साध्वी प्रियंवदा ।
आत्मगुप्ता स्वामिभक्ता देवता सा न मानुषी ॥

"જે સર્વ રીતે પતિને અનુકૂળ વર્તે, કદાપિ કડવું વેણ બોલે નહિ, સદા મિષ્ટ ભાષણથી નમ્ર રહે, પતિના દબાણ સિવાય પણ પોતાની જ સમજુતીથી પોતાના શીલનું રક્ષણ કરે અને સ્વામીની સેવામાં અહર્નિશ પરાયણ રહે તેવી સ્ત્રી મનુષ્ય નહિ પણ દેવતા જ કહેવાય છે." તેટલું જ નહિ, પણ તે સતી 'देवानामपि सा पूज्या साध्वी परमशोभना' "સાધ્વી હોવાથી દેવોને પણ પૂજવા યોગ્ય થાય છે." સતી પ્રભાવના દૃષ્ટાંત રૂપે શ્રી વાલ્મીકીય રામાયણમાં એક દાખલો એવો છે કેઃ–એક વખતે રાવણે મોહથી જગદંબા શ્રીસીતાજીનું હરણ તો કર્યું પણ તેના પાતિવ્રત્યતેજથી તેની ઉપર શીળભંગનો જુલ્મ ન કરી શકવાથી અશોકવાટિકામાં શ્રીસીતાજીને રાક્ષસીઓની ચોકી નીચે રાખેલ હતાં અને પોતે વખતો વખત ઇચ્છા મુજબ રૂપો ધારણ કરી સીતાજીને સતીત્વથી ભ્રષ્ટ કરવા મથી રહ્યો હતો. એક વખત હંમેશ મુજબ મનોહર રૂપ ધારણ કરી રાવણ સીતાજીને પોતાની સ્ત્રી તરીકે રહેવાનું આગ્રહથી કહેવા લાગ્યો. ત્યારે ક્રોધાતુર બનેલાં સતી પોતાના સતીત્વના ગર્વથી ઉત્તર આપતાં હતાં કેઃ–

असंदेशात्तु रामस्य तपसश्चानुपालनात् ।
न त्वां कुर्वे दशग्रीव भस्म भस्मार्ह तेजसा ॥

"હે ભસ્મ કરવા યોગ્ય દશમુખવાળા રાવણ, મને મારા પતિ શ્રીરામચંદ્રજીની આજ્ઞા નથી અને પૂજ્ય સસરાજીની આજ્ઞાથી વનવાસરૂપી તપશ્ચર્યાનું પાલન કરતાં પતિના વિયોગની દશામાં વાઙ્મયતપ પાળવું ઉચિત હોવાથી હું મારા ઉગ્ર એવા

સતીત્વના તેજથી તને બાળીને ભસ્મ કરતી નથી." ઉપર મુજબ શ્રી સીતાજીના વચનથી એ વાત સિદ્ધ થાય છે કે દશ દિક્પાળ દેવોને પણ જીતનાર રાવણ જેવા સમર્થ પુરુષને સતી બાળી નાખવા સમર્થ થઈ શકે છે. તે સિવાય પણ સીતાજીના પૂર્વોક્ત વચનથી એવો સારાંશ નિકળે છે કે અત્યન્ત આપત્તિ આવી પડતાં પણ તેમણે તપશ્ચર્યાના અહિંસારૂપી નિયમનો ભંગ ન કરતાં પતિની આજ્ઞારૂપી પોતાના ખરા સતીધર્મનું પાલન કર્યું હતું અને જાતે અસહ્યદુઃખને પણ સહન કરી પતિના વિયોગમાં સમય વ્યતીત કરતાં હતાં. બસ, આવાં ભારતભૂષણ સતીઓનાં વિશુદ્ધ ચરિત્રો આપણા હૃદયમાં બરોબર પ્રેસની માફક છાપ પાડી આપે છે. સતી સ્ત્રીનો એ ધર્મ છે કે પરણ્યા પછી ગુણવાન્ કિંવા ગુણહીન, રોગી, કામી, અંધ, નિરુદ્યમી અથવા અપંગ ગમે તેવા પણ પોતાના પતિની અનન્ય ભાવથી સેવા બજાવવી ઉચિત છે. ખરા પ્રેમથી પતિસેવનથી જ સ્ત્રીના ભાગ્યનો ઉદય થાય છે. આ વિષય ઉપર શ્રીમદ્ભાગવતમાં એક દૃષ્ટાંત એવું છે કે એક વખત શર્યાતિ રાજા પોતાની પુત્રી સુકન્યાને તથા અન્ય સૈનિકોને સાથે લઇ અરણ્યમાં જતાં જતાં શ્રીચ્યવન ઋષિના આશ્રમ લગભગ આવી પહોંચ્યા. આશ્રમના આજુબાજુના પ્રદેશની સાત્વિક સુંદરતા તેમ જ અરણ્યનું સ્વાભાવિક રામણીયક (સૌંદર્ય) નિહાળતાં રાજા પોતાની કન્યાથી જરા દૂર નીકળી ગયા. સૈનિકો રાજાની પાસે જ ચારે તરફ રક્ષા કરતા ચાલ્યા જતા હતા. સુકન્યા પણ પોતાની સખીઓની સાથે આશ્રમની નજીક વૃક્ષ સમુદાયની શ્યામ ઘટાને નિરખતી આનંદ લહરીમાં વિચરતી હતી. આશ્રમની સમીપનાજ પ્રદેશમાં આવી પહોંચતાં સુકન્યાએ ઘાસથી છવાયેલો મોટો એક રાફડો જોયો અને તેની ઉપરના ભાગમાં અંદરથી ચકમકતા બે તારાઓ સરખાં તેજ જોવામાં આવ્યાં. સુકન્યાએ

બાળકબુદ્ધિથી વિશેષ ન વિચારતાં આશ્ચર્યના આવેશથી બાવળની શૂળથી તે તારાઓમાં છિદ્ર પાડયું કે તેમાંથી તુરત રુધિરની ધારા ચાલતી થઇ અને તે જ વખતે રાજા સહિત સર્વે સૈનિક વગેરે પોતાનાં મલમૂત્ર બંધ થવાથી દુઃખી થયાં. સૌ વિસ્મયથી પરસ્પર પૂછવા લાગ્યા તેમ જ રાજા પણ અકારણ આ વિપત્તિ આવી પડતાં મુંઝાણા અને સર્વને પૂછયું કે ભાઇ કોઇએ મહાત્મા ચ્યવનનો અપરાધ તો નથી કર્યોને? ત્યારે કન્યાએ કહ્યું કે પિતાજી ? "મેં આ રાફડામાંના બે ચકચકતા તારાઓ શૂળવતી ફોડી નાખ્યા છે" કન્યાનાં વચન સાંભળી રાજા સમજ્યા કે મારી પુત્રીએ સમાધિમાં બેઠેલા ઋષિનાં એ બે નેત્રો જ ફોડી નાખ્યાં છે એટલે પોતાની કન્યાએ કરેલા અપરાધની ક્ષમા માટે ઋષિની પ્રાર્થના કરી; ત્યારે ઋષિ બોલ્યા કે, "હું હવે અંધ બન્યો છું જેથી જંગલમાંથી ફળ પુષ્પ તથા સમિધ વગેરે લાવવા અસમર્થ થયો છું. તારી કન્યાએ મારાં નેત્રો ફોડી નાખી મને મારા નિત્યનિયમ તથા તપશ્ચર્યામાં અશકત બનાવ્યો છે, તો મારી સેવા માટે તું તારી કન્યા જ મને સોંપી જા"રાજા,ઋષિનાં વચન સાંભળીને ઋષિના સુખ માટે પોતાની કન્યાને ઋષિની સેવામાં સમર્પણ કરતાં સૈનિકો વગેરે સહિત દુઃખ મુકત થઇ આશ્રમમાંથી નગર પ્રતિ ગયા. બાદ સુકન્યા વૃદ્ધ અને અંધ એવા ચ્યવન ઋષિને પોતાનો ઉદય તેમની સેવાથી જ થવાનો છે એમ સમજી અનન્યભાવથી પતિના કહેવા મુજબ વર્તી પતિને જ પોતાના ઇષ્ટ પ્રભુ સમજી પ્રતિસમયે દિવ્યોપચારથી પતિની પરિચર્યામાં પરાયણ રહેતી હતી. ભગવાને શ્રી દુર્વાસા ઋષિને કહ્યું છે કેઃ—**वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा** "જેમ સતી સ્રીઓ ભક્તિથી પતિને વશ કરે છે, તે પ્રમાણે હે દુર્વાસા! મારા ભકતો મને ભક્તિથી વશ કરે છે." તદનુસાર સતી સુકન્યાએ પૂર્ણ પતિભક્તિથી અંધ સ્વામીને પ્રસન્ન

ફરી વશ કર્યા. પ્રસન્ન થએલ ઋષિ પોતાની સતી સ્ત્રીના મનોરથો પૂર્ણ કરવા ઇચ્છતા હતા, તેટલા જ સમયમાં અચાનક તેમના આશ્રમમાં સ્વર્ગના વૈદ્યો બે અશ્વિનીકુમારો ઋષિ પાસે આવ્યા. ઋષિએ તેમનું આતિથ્ય કરી પ્રાર્થના પૂર્વક વિનવ્યું કેઃ—હું આપને યજ્ઞમાં સોમનો ભાગ અપાવીશ અને આપ મને મનોહર યૌવન યુક્ત શરીર આપો. અશ્વિનીકુમારોએ 'તથાસ્તુ' કહી પાસેના તળાવમાં સ્નાન કરવા ઋષિને આજ્ઞા આપી એટલે ઋષિ તેમના કહેવા મુજબ તળાવમાં સ્નાન કરવાથી યૌવનથી ભરપૂર દિવ્ય શરીરવાન્ દેવસરખા બની ગયા અને અશ્વિનીકુમારો તેમને સ્વેચ્છાપૂર્વક સ્વરૂપ આપી સ્વર્ગમાં ગયા. ઋષિ સુકન્યાના સાંસારિક અભિલાષને પૂર્ણ કરતા આનંદથી પોતાના રમણીય આશ્રમમાં દિવ્ય સુખને ભોગવી રહ્યા હતા. એક દિવસે શર્યાતિ રાજાને યજ્ઞ કરવાની ઇચ્છા થતાં પોતાની પુત્રી અને જમાઇને બોલાવવા ખાતર પોતે તેના આશ્રમમાં આવ્યા. દૂરથી જ આશ્રમનો વૈભવ, પ્રથમ કરતાં વિલક્ષણ જોઇ આશ્ચર્ય તો પામ્યા પણ સમીપમાં જતાં પોતાની કન્યા કોઇ યુવક પુરુષની ઉપાસના કરી રહી છે તેવું જાતે જોતાં અત્યંત ક્રોધાતુર બની કન્યાને ધમકાવવા લાગ્યા કે હે દુષ્ટ પુત્રી ! તેં તારા વૃદ્ધ પતિનો અંધ અવસ્થામાં ત્યાગ કરી વેશ્યાની માફક આ યુવકને સેવી તું તારા પતિ અને પિતા એ બન્નેના કુલને નરકમાં નાખે છે? પિતાનો ઠપકો સાંભળી સુકન્યાએ સર્વ વૃત્તાન્ત સમજાવીને કહ્યું કે 'પિતાજી! આ પોતે જ ભૃગુકુલમાં જન્મેલા દીપકરૂપી આપના જામાતા ચ્યવન ઋષિ છે. રાજા એ વૃત્તાન્ત સાંભળી પ્રસન્ન થયા. કન્યા અને જમાઇને રથમાં બેસાડી પોતાની નગરીમાં તેડી ગયા. વૃત્તાન્ત હજુ ઘણો લાંબો છે તેથી એટલેથી બંધ રાખીશું. દાખલા ઉપરથી સારાંશ એ સમજવાનો છે કે અંધ એવા પણ પતિની અનન્ય ભાવે સેવા કરવાથી જ સુકન્યાને

દિવ્ય સુખ ભોગવવાનો સમય પ્રાપ્ત થયો. પતિસેવાના સંબંધમાં બ્રહ્મવૈવર્ત પુરાણમાં લખ્યું છે કે,

सर्वदानं सर्वयज्ञः सर्वतीर्थनिषेवणम् ।
सर्वव्रतं तपः सर्वमुपवासादिकञ्च यत् ॥
तत्सर्वं स्वामिसेवायाः कलांनार्हन्ति षोडशीम् ॥

"સર્વ પ્રકારનાં વ્રતો, દાનો, તપ તથા ધર્મો એ બધાં પતિસેવાની સોળમી કળાને પહોંચી શકતાં નથી." મહર્ષિ ભૃગુજી પણ કહે છે કેઃ—

अन्येषामन्यधर्मः स्यात्स्त्रीणां पतिनिषेवणम् ।
तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ॥
विष्णोर्वा शङ्कराद्वापि पतिरेवाधिकः प्रियः ॥

"બીજા પુરુષોનો અન્યધર્મ હોઈ શકે છે, પણ સ્ત્રીઓનો તો ફક્ત પતિસેવારૂપી જ એક ધર્મ છે. તીર્થસ્નાન કરવા ઈચ્છા થાય ત્યારે સ્ત્રીએ પતિના ચરણ ધોઈને જળ પી જવું. શ્રીવિષ્ણુ ભગવાન્ અથવા શંકર કરતાં પણ સતીને પતિ પ્યારો હોવો જોઈએ." સિવાય પણ ભૃગુઋષિ કહે છે કેઃ अमितस्यतु दातारं भर्तारं का न पूजयेत् । "અખૂટ સંપત્તિને આપનાર પતિને કોણ ન પૂજે?" સ્ત્રીઓને સર્વની ઉપાસના છોડી કેવળ પતિસેવા કરવાનું શાસ્ત્ર કહે છે. જેમકેઃ—

भर्ता देवो गुरुर्भर्ता भर्ता तीर्थव्रतानि च ।
तस्मात्सर्वं समुत्सृज्य पतिमेकं समर्चयेत् ॥

"પતિ જ સ્ત્રીઓના ગુરુ, દેવ, તીર્થ અને વ્રતરૂપે છે. જેથી અન્ય સર્વની ઉપાસનાને છોડી કેવળ પતિને જ સેવવા એ સતીનો પરમ ધર્મ છે."

સ્ત્રીઓએ પોતાનું નિત્યકર્મ વિચારતાં પ્રથમ વિવાહ પ્રસંગે દેવ બ્રાહ્મણની સાક્ષીમાં જે જે પ્રતિજ્ઞાઓ લીધેલી છે તે ઉપર ખાસ ધ્યાન આપી પતિસેવા અને ગૃહકાર્યો કરવાનાં હોવાથી સપ્તપદી સમયની તે પ્રતિજ્ઞાઓ નીચે લખવામાં આવે છે.

# વિવાહ (સપ્તપદી) પ્રસંગે વરવધૂએ પરસ્પર લેવાની વેદશાસ્ત્રોક્ત પ્રતિજ્ઞાઓ.

## સપ્તપદી પ્રયોજન.

**नोदकेन न वा वाचा कन्यायाः पतिरिष्यते ॥**
**पाणिग्रहणसंस्कारात् पतित्वं सप्तमे पदे ॥**

"માત્ર વચન આપવાથી (સગાઈથી) અથવા જલ મૂકવાથી પુરુષ કન્યાનો પતિ થઈ શકતો નથી. પરંતુ પાણિગ્રહણના સંસ્કારથી સપ્તમપદપર્યંતની પ્રતિજ્ઞાઓ પૂર્ણ થતાં પતિપણું સિદ્ધ થાય છે."

### પદ ૧ લું વરવચન

**एकमिषेविष्णुस्त्वानयतु ॥**

"હે વધૂ! સૌભાગ્ય વગેરે ઇચ્છિત ફલની પ્રાપ્તિને વાસ્તે વિષ્ણુ ભગવાન્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ સર્વ પુરુષાર્થ સાધી આપનાર ભૂલોક (પૃથ્વી) ને વિષે તને પ્રાપ્ત કરે. અર્થાત્ પરમાત્મા તને સૌભાગ્ય વગેરે ઇષ્ટ ફલ આપે."

### પદ ૧ લું કન્યાપ્રતિજ્ઞા

**त्वत्तो मेऽखिलसौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ॥**
**देवैः सम्पादितो मह्यं वधूराद्ये पदेऽब्रवीत् ॥**

"મારા અનેક પ્રકારના પુણ્યોના પ્રભાવથી દેવતાઓએ આપને મારા સ્વામી બનાવ્યા છે; આપથીજ મારું સર્વ પ્રકારનું સૌભાગ્ય છે."

### પદ ૨ જું વરવચન

**द्वे ऊर्जे विष्णुस्त्वानयतु ॥**

"હે વધૂ! તને બલવાન્ કરવા વાસ્તે વિષ્ણુ ભગવાન ભૂલોક અને ભુવર્લોક (અન્તરિક્ષ) રૂપી બે પદને વિષે તને પ્રાપ્ત કરે અર્થાત્ તારા આશ્રયથી મારા બલની પણ વૃદ્ધિ થશે."

પદ ૨ જું કન્યાપ્રતિજ્ઞા

**कुटुम्बं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ॥**
**यथालब्धेन संतुष्टा ब्रूते कन્યा द्वितीयके ॥**

"મને આપના તરફથી જે કાંઇ મળશે તેમાં સંતોષ રાખી બાલકથી વૃદ્ધ પર્યંતના આપના કુટુંબનું પાલન કરીશ."

પદ ૩ જું વરવચન

**त्रीणि रायस्पोषाय विष्णुस्त्वानयतु ॥**

"હે વધૂ! અધ્યક્ષપણાવડે સંભાળી રાખેલ મારા ધનની વૃદ્ધિને વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોક રૂપી ત્રણે પદોને વિષે તને પ્રાપ્ત કરે; અર્થાત્ આજથી હું મારા ધનની તને અધ્યક્ષ બનાવું છું."

પદ ૩ જું કન્યાપ્રતિજ્ઞા

**मिष्टान्नव्यञ्जनादीनि काले संपादिका तव ॥**
**यथादिष्टं चरिष्यामि तृतीये साऽब्रवीद्वरम् ॥**

"હું આપના વાસ્તે મિષ્ટાન્નાદિક અનેક પ્રકારના ભોજનના પદાર્થો સમયસર તૈયાર કરીશ અને જેમ આજ્ઞા થશે તેમ વર્તીશ."

પદ ૪ થું વરવચન

**चत्वारि मायोभवाय विष्णुस्त्वानयतु ॥**

"હે વધૂ! મારા સુખની ઉત્પત્તિ થવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક અને મહર્લોકરૂપી ચાર પદને વિષે તને પ્રાપ્ત કરે; અર્થાત્ મારા સુખની ઉત્પત્તિ તારે આધીન છે."

પદ ૪ થું કન્યાપ્રતિજ્ઞા

**शुचिः शृङ्गारभूषाहं वाङ्मनःकायकर्मभिः ॥**
**सेविष्ये सुप्रसन्ना त्वां तुरीये साऽब्रवीद्वरम् ॥**

"હું પવિત્ર થઈ તેમ જ વસ્ત્ર અલંકાર ધારણ કરીને મન વચન અને શરીર વડે કાર્યો કરી અધિક પ્રસન્નતાપૂર્વક આપની સેવા કરીશ."

પદ ૫ મું વરવચન

पञ्च पशुभ्यो विष्णुस्त्वानयतु ॥

"હે વધૂ! ગાય ભેંસ વગેરે જે મારા પશુ હોય તેનું સુખ મને પ્રાપ્ત થાય તેવી રીતે તેઓની રક્ષા કરવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ તને ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ અને જનઃ લોકરૂપી પાંચ પદને વિષે પ્રાપ્ત કરે."

પદ ૫ મું કન્યાપ્રતિજ્ઞા

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परं गमिष्यामि पंचमे साऽब्रवीद्वरम् ॥

"હું દુઃખમાં ધીરજવાળી અને સુખમાં પ્રસન્ન થઈ આપના સુખદુઃખમાં બરોબર ભાગ લઈશ. તથા શરીર વાણી અને મનવડે પણ અન્ય પુરુષને ઈચ્છીશ નહિ."

પદ ૬ ઠું વરવચન

षड् ऋतुभ्यो विष्णुस्त्वानयतु ॥

"હે વધૂ! હેમન્ત, શિશિર, વસન્ત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ છ ઋતુઓને અનુસરતાં સુખોનો મને અનુભવ થવા વાસ્તે વિષ્ણુ ભગવાન્ ભૂલોકથી તપોલોક પર્યંતના છ લોકરૂપી ષટ્ પદને વિષે તને પ્રાપ્ત કરે."

પદ ૬ ઠું કન્યાપ્રતિજ્ઞા

सुखेन सर्वकर्माणि करिष्यामि गृहे तव ॥
सेवां श्वशुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ॥
नाहं प्रियेण वञ्च्या हि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥

"હું આપના ઘરના તમામ કાર્યો તેમ જ સાસૂસસરાની સેવા તથા અન્ય સંબંધીઓનો સત્કાર અધિક પ્રસન્નતાપૂર્વક કરીશ. તેમ જ જ્યાં આપ રહેશો ત્યાં જ હું પણ રહીશ અને કોઈ પણ વખતે આપ (પતિ)ને ઠગીશ નહી, અને આપે પણ મને ઠગવી ન જોઈએ."

પદ ૭ મું વરવચન

सखे सप्त पदा भव सा मामनुव्रताभव ॥

હે વધૂ! ભૂલોકથી સત્યલોક પર્યંત સાતે લોકોના સુખોની પ્રાપ્તિ થવા વાસ્તે અને પાતિવ્રત્ય ધર્મનું યથાર્થ રીતે પાલન કરવા માટે વિષ્ણુ ભગવાન્ સત્યલોકરૂપી સપ્તમ પદને વિષે તને પ્રાપ્ત કરે.

પદ ૭ મું કન્યાપ્રતિજ્ઞા

होमयज्ञादिकार्येषु भविष्यामि सहायकृत् ॥
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोऽसि साम्प्रतम् ॥
देहो मयार्पितस्तुभ्यं सप्तमे साऽब्रवीद्वरम् ॥

હું હોમયજ્ઞાદિ મોક્ષના કાર્યોને વિષે આપની સહાયકારિણી થઇશ અને ધર્મ, અર્થ તથા કામના કાર્યો વિષે આપની ઇચ્છાનુ-સાર વર્તિશ. આ વખતે આપ મારા પતિ થયા છો અને મેં આપને મારો દેહ અર્પણ કર્યો છે. જેના અગ્નિ, બ્રાહ્મણ વગેરે સર્વે સાક્ષી છે.

આ સિવાય પણ કેટલાક મંત્રોમાં પતિએ સ્ત્રી પાસે એવી પ્રતિજ્ઞાઓ કરેલી છે કે,–

गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वाऽदुर्गार्हपत्याय देवाः ।

"હું તારા સૌભાગ્ય માટે તારા હસ્તને ગ્રહણ કરું છું. મારી સાથે વૃદ્ધાવસ્થા પર્યન્ત પણ સદા એક પવિત્ર ભાવથી વર્તજે. સૂર્ય, ભગ, અર્યમા વગેરે દેવતાઓએ ગૃહસ્થાશ્રમને ધર્મથી ભોગવવા માટે તને મને સોંપેલી છે."

मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु ।
मम वाचमेकमना जुषस्व प्रजापतिस्त्वा नियुनक्तु मह्यम् ।

"હે વધૂ, હું મારા કાર્યને અનુકૂળ તારા હૃદયને ધારણ કરું છું. તારું ચિત્ત મારા ચિત્તને અનુકૂળ રહે; મારી વાણીનું તું સાવધાન થઇને સેવન કરે; અને પ્રજાપતિ દેવ તને મારા માટે નિયુક્ત કરે." ઇત્યાદિ.

**સ્ત્રીઓનું નિત્ય કર્મ અથવા આહ્નિક પ્રકાર**

ઉપરની પ્રતિજ્ઞાઓ બરાબર હૃદયમાં ઉતારી સ્ત્રીઓએ પતિસેવારૂપી પોતાના ધાર્મિક કર્તવ્યમાં પ્રતિસમયે કેવી રીતે વર્તવું તે સંબંધમાં મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ ભગવાને પણ આદર્શ સતી જગદંબા શ્રીસીતાજીની કાર્યદક્ષતાથી પ્રસન્ન થઇ તેની પ્રશંસાને બહાને નીચે પ્રમાણે લક્ષ્મણજી પ્રતિ કહ્યું છે કેઃ-

**कार्येषु मंत्री करणेषु दासी धर्म्मेषु पत्नी क्षमया धरित्री ।**
**स्नेहेषु माता शयनेषु रंभा रङ्गे सखी लक्ष्मण! सा प्रिया मे ॥**

"હે લક્ષ્મણ, મને વહાલી પ્રિયપત્ની સીતા વ્યાવહારિક કર્તવ્યમાં પ્રધાનની માફક, ગૃહકાર્યમાં દાસીની જેમ, ધર્મ વ્યવસાયમાં પતિવ્રતા સ્ત્રીસમાન, ક્ષમા ધારણ કરવામાં ધૈર્યશીળ પૃથ્વીની માફક, શયન સમયે સ્વર્ગીય રંભાના જેવી, અકૃત્રિમ પ્રેમ કરવામાં અદ્વિતીયહૃદયવતી જનનીસમાન તથા અનેક કૌતુકના પ્રસંગમાં પ્રિયમિત્રની બરાબર મારા આત્માને આનંદ દેનારી છે." ભગવાન શ્રીરામચંદ્રજીએ સતીના કાર્યક્રમથી પ્રસન્ન થઇને જ ઉપર પ્રમાણે પરોક્ષમાં પોતાના ભાઇ પાસે સ્ત્રીના પણ વખાણ કર્યાં હતાં. તાત્પર્ય એ છે કે કોઇ પણ રીતે પતિનું હૃદય ખિન્ન ન બને તેવી દિનચર્યાથી પત્નીએ પતિની સેવામાં એકતાન રહેવું જોઇએ.

પ્રાતઃકાલમાં પતિ જાગ્યા પહેલાં પોતે જાગીને ઇષ્ટસ્વરૂપનું સ્મરણ કર્યા બાદ નીચે બતાવેલ શ્લોક પ્રમાણે કાર્યમાં દોરાવું.

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयोः पादवंदनं भर्तृतत्परा ॥
अहंकारं विहायाथ कामक्रोधौ च सर्वदा ।
मनसो रंजनं भर्तुः कार्य्यं नान्यस्य कर्हिचित् ॥

અર્થાત્ બિછાના વગેરે સ્થાનસર ગોઠવી ગૃહ સાફ કરી, સ્નાનકરી શુદ્ધ વસ્ત્ર ધારણ કર્યા બાદ લલાટમાં માંગલિક ચિહ્નથી અલંકૃત બની પતિ તથા સાસૂ સસરાના ચરણમાં પ્રણામ કરી તુલસીજીનું પૂજન કરવું.[1]

---

૧ પ્રથમ પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરી જમણા હાથમાં જલ લઈ આ પ્રમાણે સંકલ્પ કરવો.

अत्राद्य फलप्रदमासोत्तमे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे एवमादिसकलग्रहगणविशिष्टे अद्यदिने ममात्मनः यथाशास्त्रोक्तफलावाप्तये श्रीतुलसीदेवताप्रीत्यर्थं तथाच मम भर्त्रासह अखण्डितसौभाग्यसन्तत्यारोग्यैश्वर्य्याभिवृद्ध्यर्थं श्रीतुलसीदेवतापूजनमहं करिष्ये

હાથમાં અક્ષત લઈ તુલસીજીનું ધ્યાન કરવું. ધ્યાનનો મંત્ર,

ध्यायेच्चतुलसीं देवीं श्यामां कमललोचनाम् ॥
प्रसन्नां पद्मवदनां वराभयचतुर्भुजाम् ॥ १ ॥
किरीटहारकेयूरकुण्डलादिविभूषितां ॥
धवलाङ्कुशसंयुक्तां पद्मासननिषेविताम् ॥ २ ॥
प्रियाञ्च सर्वदा विष्णोः सर्वदेवनमस्कृताम् ॥

ઉપરના મંત્રથી ધ્યાન કરી આવાહન કરવું. આવાહનનો મંત્ર,

देवि त्रैलोक्यजननि सर्वलोकैकपावनि ।
आगच्छ वरदे मातः प्रसीद तुलसि प्रिये ॥

આ પ્રમાણે આવાહન કરી અક્ષતનું આસન આપવું. બાદ જલથી **श्रीतुलस्यैनमः** એવા નામમંત્રથી પાદ્ય, અર્ઘ્ય અને આચમન આપી સ્નાન કરાવવું. સ્નાનનો મંત્ર,

गङ्गासरस्वतीरेवापयोष्णीनर्मदाजलैः ।
स्नापितासि मया देवि तथा शान्तिं कुरुष्व मे ॥

સ્નાન કરાવ્યા પછી પૂર્વમાં કહેલા નામમંત્રથી ગંધ અક્ષત અને પુષ્પ અર્પણ કરી અભિષેક કરવો.

અભિષેકના મંત્ર,

कृष्णा सरस्वती काली तुङ्गभद्रा शची तथा ।
भागीरथी पार्वती च रमा नारायणी कृपी ॥
सुभद्रा द्रौपदी साध्वी माताचैवाप्यरुंधती ।
सावित्री कालिकाऽहल्या स्नापयिष्यन्तु सर्वदा ॥
आभिः कृताभिषेका त्वम् ददासि गुरुसौभगम् ।
अतस्त्वां स्नापयिष्यामि तुलसि विष्णुवल्लभे ॥
श्रीतुलस्यै नमः अभिषेकं समर्पयामि

આવી રીતે અભિષેક કરી પાછું આચમન આપી નિત્યપૂજામાં વસ્ત્ર ન બને તો તેમના બદલામાં સૂત્ર અર્પણ કરવું અને પછી પૂર્વમાં કહેલા નામમંત્રથી કુંકુમ, ચોખા, પુષ્પ, ધૂપ, દીપ અને સૌભાગ્ય દ્રવ્ય, (સિંદૂર), તેમ જ હરિદ્રા તથા નૈવેદ્ય આચમન તામ્બૂલ સોપારી દક્ષિણા વગેરે ક્રમથી અર્પણ કરી આરતિ કરવી. બાદ જલથી પરિક્રમા કરી મંત્રપુષ્પ અર્પણ કરવાં. મંત્ર-પુષ્પનો મંત્ર,

विष्णुप्रियकरे देवि तुलसि सुखदायिके ।
पुष्पाञ्जलिं प्रयच्छामि पतेरायुष्यवृद्धये ॥

ઉપરના મંત્રોથી નમસ્કારપૂર્વક પુષ્પાંજલિ આપી—ફલ—અર્પણ કરી પ્રાર્થના કરવી. પ્રાર્થનાના મંત્રો,

सौभाग्यं संततिं देहि धनं धान्यञ्च मे सदा ।
आरोग्यशोकशमनं कुरु मे माधवप्रिये ॥
अभीष्टमष्टसिद्धिञ्च सदा देहि हरिप्रिये ।
देवैस्त्वं निर्मिता पूर्वमर्चितासिमुनीश्वरैः ॥
अतो मां सर्वदा भक्त्या कृपादृष्ट्या विलोकय ।
पतेरायुश्च भाग्यंञ्च सदा देहि हरिप्रिये ॥
पूतनाभयसंत्रासाद्रक्षितश्च यथा हरिः ।
तथा संसारसत्रासात् रक्ष मे वंशमुत्तमम् ॥

આ પ્રમાણે પ્રાર્થના કરી अनेन यथाशक्ति मत्कृतेन पूजनेन श्रीतुलसी देवता प्रीयताम् આ પ્રમાણે બોલી જમણા હાથમાં જલ લઇ અર્પણ કરવું.

તથા સૂર્યનારાયણ વગેરેનું પૂજન[1] કરી વાસ્તુપૂજા આટોપી કામક્રોધનો ત્યાગ કરી કયારેક પતિને અગવડ હોય તો પોતાના ઘરમાં વિરાજતા પ્રભુની તમામ સેવા પોતે જાતે કરવી.[2] અને પતિ જ્યારે પ્રભુસેવામાં પ્રવૃત્ત રહે, ત્યારે દેવને અર્પણ કરી શકાય તેવી રીતે શુદ્ધતાપૂર્વક સ્વયંપાક (રસોઇ) વગેરે બીજી તૈયારીમાં જોડાવું અને દેવસેવાપૂજાનું સર્વ સાહિત્ય સેવાપૂજાને સ્થાને હાજર કરવું. પતિનું નિત્યકર્મ અને પ્રભુસેવા ભોગ સમર્પણ વગેરે થયા પછી પોતે ગોપૂજન અને ગ્રંથપાઠ વગેરે નિત્યકર્મ સમાપ્ત કરી તથા વૈશ્વદેવ થયા બાદ ભોજનસમયે અતિથિની સ્હેજ રાહ જોવી. કદાચિત્ સમય ઉપર કોઇ અતિથિ આવે, તો શક્તિ પ્રમાણે તેમનું આતિથ્ય કરીને પ્રથમ બાળમંડળને જમાડવું; અને તે પછી પ્રસન્ન વદનથી શુદ્ધપાત્રમાં પ્રેમથી સર્વ વસ્તુ સાજીને પતિને શાન્તિથી પ્રભુનું પ્રસાદી ભોજન કરાવવું. પતિને ભોજન કરાવતાં જરાપણ અપ્રિય ભાષણ ન કરવું અને જમી લીધા પછી તેમના પાત્રમાં શેષ રહેલ અન્નને મહાપ્રસાદ સમજી પ્રેમથી પોતે પતિઆજ્ઞાપૂર્વક ઇચ્છા મુજબ બીજું અન્ન પણ લઇને જમવું. પણ સાસૂ સસરાની પહેલાં પોતે જમવું નહિ. આવી રીતે ક્રમપૂર્વક ભોજન ક્રિયાને સમાપ્ત કરી શેષ કાર્ય પોતે અથવા માણસોદ્વારા આટોપી લઇ બપોરનો સમય નિદ્રામાં ન વ્યતીત કરતાં ભરત સીવણ વગેરે ઉચ્ચ કાર્યમાં વ્યતીત કરવો. અથવા તો પ્રભુ સંબંધી અને સતીચરિત્રોના ગ્રંથો વાંચવા. ફરી સાયંકાલે નિયમ પ્રમાણે દેવમંદિર અને

---

૧ સૂર્યનું ધ્યાન કરતાં નીચેનો શ્લોક બોલવો.

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः ।
केयूरवान्मकरकुण्डलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥

૨ સેવામાં શાલગ્રામ વિરાજતા હોય તો સ્ત્રીઓને તે સેવા કરવાનો શાસ્ત્રથી અધિકાર નથી.

ઘરમાં સેવા પૂજા કે દીપક કર્યા પછી નિયમ મુજબ પાક તૈયાર થયેથી સામગ્રી દેવને સમર્પી તે વડે વિનય અને શાન્તિથી પતિ અને બાળકોને ભોજન કરાવી બાળકોને સારે સ્થલે સુવાડવા. પછી પોતે જમવું. સાસૂ સસરાની પણ શય્યા બિછાવી દઈ બાદ પતિદેવને માટે શય્યા બિછાવવી. સૂચના સિવાય પણ નિત્ય નિયમ રૂપે પતિની ચરણસેવા કરવી અને પતિ નિદ્રાવશ થયા પછી પોતે સૂવું. સૂતેલા સ્વામીને વિના કારણે જગાડવા નહિ. અને ક્યારે પણ પ્રમાદથી પોતે સ્વામીની પહેલાં સૂવું નહિ. ઉપર મુજબ સ્ત્રીઓએ પોતપોતાના કુળની રીતિ પ્રમાણે સ્વામીની અનુકૂળતા જાળવીને પોતાના ગૃહકાર્યની પદ્ધતિ રાખવી. શાસ્ત્રમાં સ્ત્રીઓને ખાસ યાદ રાખવા લાયક કેટલાક કર્તવ્યના નિયમો બતાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

आसने भोजने दाने संमाने प्रियभाषणे ।
दक्षया सर्वदा भाव्यं भार्यया गृहमुख्यया ॥
अन्यालापमसंतोषं परव्यापारवर्णनम् ।
अतिहासातिरोषातिकामञ्च परिवर्जयेत् ॥
यच्च भर्ता न पिबति यच्च भर्ता न चेच्छति ।
यच्च भर्ता न चाश्नाति सर्वं तत्परिवर्जयेत् ॥
नोच्चैर्वदेन्न परुषं न बहून् पत्युरप्रियम् ।
न केनचिच्च विवदेद्प्रलापविलापिनी ॥
न चातिव्ययशीलास्यान्नधर्मार्थविरोधिनी ।
प्रमादोन्मादरोषेर्ष्यावञ्चनं चातिमानिताम् ॥
पैशुन्यहिंसाविद्वेषमहाहङ्कारधूर्तताः ।
नास्तिक्यसाहसस्तेयदम्भान्साध्वी विवर्जयेत् ॥
एवं परिचरन्ती सा पतिपरमदैवतम् ।
यशः शमिहयात्येव परत्र च सलोकताम् ॥
तैलाभ्यंगं तथा स्नानं शरीरोद्वर्तनादिकम् ।
मार्जनं चैव दन्तानां कुर्यात्पतिमुदे सती ॥

भर्त्सितानिन्दिताऽत्यर्थं ताडिताऽपि पतिव्रता ।
व्यथिताऽपिभयं त्यक्त्वा कण्ठे गृह्णीत वल्लभम् ॥
उच्चैर्न रोदनं कार्य्यं नैवाक्रोशेच्छिशून्प्रति ।
पलायनं न कर्तव्यं निजगेहाद्बहिस्त्रिया ॥
आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छेच्च सत्वरम् ।
किमर्थं व्याहृता स्वामिन्! सुप्रसादो विधीयताम् ॥
सेवेत भर्तुरुच्छिष्टमिष्टमन्नफलादिकम् ।
महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरंतरम् ॥
नैकाकिनी क्वचिद् गच्छेन्ननग्ना स्नानमाचरेत् ।
भर्तुर्विद्वेषिणीं नारीं साध्वी नो भाषयेत्क्वचित् ॥
गृहव्ययनिमित्तं च यद् द्रव्यं प्रभुणार्पितम् ।
निर्वर्त्य गृहकार्यं सा किंचिद्बुद्ध्याऽवशेषयेत् ॥
त्यागार्थमर्पितात् द्रव्याल्लोभात् किञ्चिन्न धारयेत् ।
भर्तुराज्ञांविना नैव स्वबंधुभ्यो दिशेद्धनम् ॥
छायेवानुगता स्वच्छा सखीव हितकर्म्मसु ।
दासीवादिष्टकार्येषु भार्या भर्तुःसदाभवेत् ॥
गृहधर्मधुरं साध्वी पत्या सह वहेत्सदा ।
यतो गृहस्थधर्मस्य फलभोक्त्रीति कथ्यते ॥
पतिर्नारायणः स्त्रीणां व्रतं धर्म्मः सनातनः ।
सर्वकर्म्म वृथा तासां स्वामिनां विमुखाश्च याः ॥

ઉપરના સર્વ શ્લોકોનો ભાવાર્થ નીચે ક્રમથી જણાવેલો છે.

“ ગૃહવ્યવહાર ચલાવનાર સ્ત્રીઓએ પતિની સેવામાં, વસ્તુ લેવાદેવામાં અને પ્રિય ભાષણ કરવામાં સદા ચતુરતા રાખવી. પારકી વાતો, વ્યર્થ હસવું તથા બીજાના ઉદ્યોગની ખોટી ચર્ચા છોડી દેવી. પતિને જે વસ્તુ તરફ અભાવ હોય તેનો પોતે પણ ત્યાગ જ કરવો. અતિ પોકારીને તથા બીજાને કડવું લાગે તેવું બોલવું નહિ. પતિ સિવાય અન્ય પુરુષનું વિશેષ વર્ણન કરવું નહિ. વધારે વખત અન્ય પાસે વાતો ન

કરવી. આતં ખર્ચાળ ન થવું, પણ ધર્મના કાર્યમાં પતિએ ખર્ચ કરવા અર્પિલ દ્રવ્યમાંથી લોભ કરી બચાવ ન કરવો. આલસ્ય, ઇર્ષ્યા, ઉદ્ધતાઈ, ઠગાઈ, રોગ, અને કપટનો ત્યાગ કરવો. સાસૂ સસરાની સેવામાં પ્રમાદ ન રાખવો. પતિની આજ્ઞાથી પોતાના અંગત કાર્યમાં રોકાવું, પતિએ ઠપકો આપ્યો હોય, શિક્ષા કરી હોય, નિન્દા કરી હોય, તો પણ હર્ષથી પતિસેવામાં હાજર થવું. સ્ત્રીઓએ રોષ કરી બાળકોને મારવું નહિ અને જોરથી રુદન કરી ઘરમાંથી નાશી ન જવું. સ્વામી બોલાવે તો ગૃહ કાર્યને છોડી ધીરેથી વિનયપૂર્વક, બોલાવવાનું કારણ પૂછવું. પોતાને જે જે ખાદ્ય વસ્તુ વહાલી હોય તે તે પતિને આપ્યા પછી જ મહાપ્રસાદરૂપે અવશેષ રહેલી ખાવી. સુખમાં સૂતેલા પતિને ચાલી શકે તેમ હોય તો સાધારણ કામ સારુ નિદ્રાભંગ કરી જગાડવો નહિ. સ્ત્રીઓએ ઘરથી બહાર અન્ય સ્થળે એકલાં જવું નહિ. પતિની આજ્ઞામાં ન રહેનાર દુષ્ટ સ્ત્રીઓ સાથે મિત્રતા ન કરવી તથા વગર વસ્ત્રે નહાવું નહિ. પતિની આજ્ઞા સિવાય સ્ત્રીએ પોતાના માવિત્ર પક્ષના મનુષ્યોને છાનું ધન આપવું નહિ. દાસીની માફક સ્વામીની સેવા બજાવતાં રહી કોઇ પ્રકારે પતિને કંટાળારૂપ ન થવું. સ્ત્રીએ ઘરના કામની ધોંસરી વહન કરવામાં પતિની સાથે સમાનતાથી સાવધાન રહેવું જોઇએ; કારણ કે, નારી પતિનું અર્ધાંગ કહેવાય છે. પતિથી વિમુખ બનેલી સ્ત્રીઓનું સર્વ કર્મ નિષ્ફળ બને છે; માટે ઉપર કહેલ નિયમ પ્રમાણે વર્તે તો સ્ત્રીઓ આ લોક અને પરલોક બંને સ્થળે સદા આનંદ ભોગવે છે; કારણ કે, પતિ એ જ સ્ત્રીઓના સાક્ષાત્ નારાયણ છે અને તેમની સેવા એ જ સ્ત્રીઓ માટે ઇશ્વરસેવા છે. જે સ્ત્રી પોતાના પતિથી વિરુદ્ધ વર્તે છે, તે આ લોક અને પરલોકમાં દુઃખ જ ભોગવ્યા કરે છે.”

કેટલીક સ્ત્રીઓ ઉપર બતાવેલા ધર્મોનું પાલન કરવામાં જરા પણ આગ્રહ ન રાખતાં, માત્ર પોતાની લૌકિક દુષ્ટ વાસનાઓને પૂર્ણ કરવા માટે, ઘરના દરેક કાર્યોમાં પોતાને સંપૂર્ણ સ્વતન્ત્રતા મેળવવાની જરૂર જણાયાથી, પતિને પણ સ્વાધીન (વશ) કરવાના પ્રયત્નો કરવા જતાં, પતિને વશ કરી આપવાનો લોભ બતાવનારી કેટલીક દુષ્ટ સ્ત્રીઓ અને તેવા જ ધૂર્ત પુરુષોની જાલમાં ફસાઇ, પોતાના તન, મન અને ધનને પણ મહાન્ હાનિ પહોંચાડે છે. તે ખરેખર અત્યન્ત ખેદનો વિષય છે.

**પતિવશ કરવાનો શુદ્ધ હેતુ અને ઉપાય**

પરંતુ જે કોઈ સ્ત્રી પોતાના શ્રેયસ્કર પાતિવ્રત્ય ધર્મનું સંપૂર્ણ રીતે પાલન કરવાને અંગે ઘરની અંદરના અને બુદ્ધિબલ હોય તો બહારના પણ દરેક પ્રકારના પતિ ઉપર રહેલા બોજાને યથાયોગ્ય ઉઠાવવામાં ભાગ લેવા માટે પતિ દ્વારા પતિના સર્વ વ્યવહારોનું યથાસ્થિત જ્ઞાન મેળવવા પતિને વિનવતાં, પોતાના ધર્મ તથા સદ્ગુણના પ્રભાવે પતિનો એટલો વિશ્વાસ મેળવી શકી હોય કે જેથી પતિ તેની પાસે પોતાના કોઇ પણ પ્રકારના વ્યવસાયની વાર્તા કરતાં જરા પણ સંકોચ ન કરે; એટલું જ નહિ, પરંતુ પ્રસંગ આવતાં જ્યારે આવી પરમ શુદ્ધ કાર્યકુશલ સતી સ્ત્રીને વગર પૂછે પણ પતિ પોતાની પરિસ્થિતિથી સર્વ રીતે માહિતગાર કરી તેની સાથે પોતાની એકતા પ્રદર્શિત કરે છે ત્યારે જેમ પરમભક્ત ભક્તિની ઉચ્ચકોટિ ઉપર આવતાં પ્રભુને વિષે પણ "ममैवास्मौ" (મ્હારાજ એ છે) આવો ભાવ મેળવે છે, તેમ તે સતી સ્ત્રી પણ પતિ ઉપરના અત્યન્ત સ્નેહને પરિણામે પતિમાં સ્વાધીનપણાની ભાવના સંપાદન કરી શકે છે કે જેમાં લૌકિક દુષ્ટ વાસના લેશ માત્ર પણ સંભવતી નથી. બસ, આવી રીતે પતિસેવા અને સ્નેહને પ્રભાવે જે સ્ત્રી પોતાના સ્વામીને સ્વાધીન (વશ) કરવાનો અભિલાષ રાખે, તો એ ઘણો જ આનં-

દનો અવસર હોવાથી તે અભિલાષ પૂર્ણ કરવા સ્ત્રીઓએ કેવા શુદ્ધ ઉપાયો કરવા ઇષ્ટ છે અને કેવા અનિષ્ટ છે એ જાણવા માટે શ્રીકૃષ્ણના પટ્ટરાજ્ઞી શ્રી સત્યભામાજી તથા પાંડવોના મહારાજ્ઞી સતી દ્રૌપદીજીના વનવાસ મધ્યે થયેલા સંવાદમાંનો અમુક ભાગ ઘણોજ ઉપયોગી હોવાથી નીચે આપવામાં આવ્યો છે.

### શ્રી સત્યભામા-દ્રૌપદી સંવાદ

"જે સમયે વનમાં મહાત્મા પાંડવો અને બ્રાહ્મણો બેઠા હતા, તે સમયે દ્રૌપદી તથા સત્યભામાએ સાથે જ એક સ્થાનમાં પ્રવેશ કર્યો; અને પરસ્પરને પ્રિય લાગે તેવું બોલનારાં તે બંને એક બીજાને લાંબે દિવસે જોવાથી પરસ્પર પ્રસન્નતાથી હાસ્ય કરતાં ત્યાં સુખથી બેસીને કુરુકુળની તથા યાદવકુળની વિચિત્ર વાતો કરવા લાગ્યાં. વાતો કરતાં કરતાં શ્રીકૃષ્ણની પ્રિય પટ્ટરાણી, સત્રાજિત્‌ની પુત્રી સુંદરી સત્યભામાએ એકાંતમાં દ્રૌપદીને પૂછ્યું કેઃ-"હે દ્રૌપદી ! તમે કેવાં આચરણથી લોકપાલ જેવા, શૂરવીર તથા દૃઢ અંગવાળા પાંડવોના ઉપર પોતાની સત્તા ચલાવો છો ? હે કલ્યાણિ ! તેઓ તમને કેવી રીતે વશ થયા છે? તથા તમારા ઉપર શાથી કોપ કરતા નથી ? હે પ્રિયદર્શના ! પાંડવો હંમેશાં તમને વશ રહે છે એનું ખરું કારણ શું છે, તે તમે મને કહો ! એ પ્રમાણે થવામાં શું વ્રતાચરણ, તપ, સ્નાન, મંત્રેલાં ઔષધો, કામશાસ્ત્રોક્ત વિદ્યાનો પ્રભાવ, મૂળીઆંનો પ્રભાવ, જપ, હોમ કે અંજન વગેરે ઔષધોનો પ્રભાવ કારણભૂત છે? હે પાંચાલિ ! આજે તમે મને યશ અપનારું તથા સૌભાગ્યની વૃદ્ધિ કરનારું જે કંઇ વ્રતાદિક હોય તે કહો, કે જેનાથી હે કૃષ્ણા ! શ્રીકૃષ્ણ નિરંતર મને વશ થઇને રહે."

આ પ્રમાણે કહીને યશસ્વિની સત્યભામા બોલતાં બંધ થયાં, ત્યારે પતિવ્રતા મહાભાગ્યવતી દ્રૌપદી તેમના પ્રત્યે બોલ્યાં કે હે સત્યભામા ! જ્યારે પતિ પોતાની સ્ત્રીને પોતાને વશ કરી

લેવા માટે મંત્રોની તથા મૂળીઆંઓના પાછળ લાગેલી જાણે છે, ત્યારે તે જ વખતે, ઘરમાં પેઠેલા સર્પની પેઠે તે સ્ત્રીથી ઉદ્વેગ પામે છે; અને ઉદ્વેગ પામેલાને શાંતિ ક્યાંથી હોય! તેમ જ શાંતિ વિનાનાને સુખ પણ ક્યાંથી હોય? મંત્રતંત્રના પ્રયોગથી કદિ પણ પતિ વશ થતો નથી; પરંતુ તેથી તો શત્રુઓ-દ્વારા પ્રેરાયલા મહા દારુણ રોગો થવાનો સંભવ છે; તેમ જ મારવાની ઇચ્છાવાળા શત્રુઓ મૂળીઆંઓ વગેરેના પ્રચારથી સ્ત્રીદ્વારા પણ ઝેર આપી દે છે. વળી પુરુષ જીભવડે અથવા ચામવડે જે વસ્તુનું સેવન કરતો હોય, તે વસ્તુઓમાં શત્રુઓ તરફથી આપેલાં કેટલાંક ઝેરી ચૂર્ણો પણ તત્કાળ તે પુરુષોનો નિઃસંશય નાશ કરી દે છે. આ રીતે પતિને વશ કરવા જતાં કેટલીક દુષ્ટ સ્ત્રીઓએ પોતાના પતિઓને જળોદર રોગવાળા, કોઢીઆ, પળીઆંવાળા, નપુંસક, ગાંડા, આંધળા તથા બહેરા બનાવી દીધા છે! તેવી પાપી સ્ત્રીઓ દુષ્ટ મનુષ્યોને અનુસરીને પોતાના પતિઓને દૂષિત બનાવી દે છે; માટે સ્ત્રીએ કોઇ પણ વખતે કોઇ પણ રીતે પોતાના પતિનું અપ્રિય કરવું નહિ.

હે યશસ્વિનિ સત્યભામા! હું મહાત્મા પાંડવોની સાથે કેવા પ્રકારનું વર્તન રાખું છું. (કે જેથી તેઓ મને વશ થયા છે) તે સઘળું ખરેખરું કહું છું તે તમે સાંભળો! હું સર્વદા કામ, ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને નિત્ય સાવધાન રહી પાંડ-વોની તથા તેઓની પત્નીઓની સેવા કરું છું. હું ઇર્ષ્યાનો ત્યાગ કરીને તથા ચિત્તને બરાબર ઠેકાણે રાખીને અભિમાન છોડી દઇ પતિઓનું મન રાખવા માટે નિત્ય તેમની સેવા કર્યા કરું છું. હું પોતાનું બોલવું, ઉભું રહેવું, જોવું, બેસવું, ચાલવું તથા અભિપ્રાય જણાઇ જાય એવા કટાક્ષ કરવા—એ સર્વમાં પણ તેઓને દોષ દેખાશે કે શું? મનમાં આવી શંકા રાખીને સૂર્ય અગ્નિ તથા ચંદ્ર સમાન, ભયંકર ઉત્સાહવાળા, પ્રતાપશાળી

અને દૃષ્ટિમાત્રથી જ શત્રુઓને નાશ પમાડનારા મહારથી પાંડવોની સેવા કરું છું. દેવ હો, મનુષ્ય હો, ગંધર્વ હો, તરુણ હો, સારા અલંકારવાળો હો, ધનાઢય હો અથવા સુંદર હો, પરંતુ મને મારા પતિ વિના બીજો પુરુષ માન્ય નથી. હું મારા પતિઓએ ભોજન કર્યું ન હોય ત્યાં સૂધી ભોજન કરતી નથી; તેઓએ વિલેપન કર્યું ન હોય ત્યાં સૂધી હું (ચંદનનું) વિલેપન કરતી નથી તથા તેઓએ શયન કર્યું ન હોય ત્યાં સૂધી હું શયન કરતી નથી; તેમ જ હું પોતાના નોકર માણસોની સાથે પણ સર્વદા એને યોગ્ય જ વર્તન રાખું છું. પતિ ક્ષેત્રમાંથી, વનમાંથી અથવા ગામમાંથી ઘેર આવે છે, તે વખતે હું ઉભી થઇને અને આસન તથા જળ આપીને તેમનું સન્માન કરું છું; તેમ જ ઘરનાં વાસણકુસણ વગેરે સામાનને સ્વચ્છ રાખું છું; સમય સમયે ભોજન કરાવું છું, મનને નિયમમાં રાખું છું, ધાન્યનો સંગ્રહ કરું છું, ઘરને વાળીઝાડીને સાફ રાખું છું, કોઇનો પણ તિરસ્કાર ન થાય એ રીતે બોલું છું, દુષ્ટ સ્ત્રીઓની સોબત કરતી નથી અને સર્વદા આળસ રહિત થઇને પતિઓને અનુકૂળ રહું છું. હાસ્યના પ્રસંગ સિવાય હસવું અને વારંવાર દરવાજામાં ઉભું રહેવું એનો મને તિરસ્કાર છે; તેમ જ હું ઘરના બગીચામાં પણ ઘણી વાર બેસતી નથી. વળી હું અતિ હાસ્ય, અતિ ક્રોધ થવાનાં કારણોથી દૂર રહું છું, પણ હું નિત્ય સત્યમાં તથા પતિઓની સેવા કરવામાં જ તત્પર રહું છું. મને કોઇ પણ પ્રકારે પતિનો વિયોગ જરા પણ ઇષ્ટ નથી, પરંતુ જ્યારે કોઇ પણ કુટુંબના કાર્ય પ્રસંગથી પતિ વિદેશ જાય છે, ત્યારે હું પુષ્પોનો તથા ચંદનના અંગરાગનો ત્યાગ કરીને વ્રતપરાયણ રહું છું. હે શ્રેષ્ઠ સ્ત્રી! મારા પતિ જે વસ્તુ ખાતા નથી, પીતા નથી, અને જેનું સેવન કરતા નથી, તે સર્વ વસ્તુઓનો હું ત્યાગ કરું છું; અને પતિના ઉપદેશ પ્રમાણે વિનયથી વર્તું છું. હું સારી રીતે શણગારીને તથા અતિશય સાવધાન રહીને મારા પતિઓનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહું છું. વળી ભિક્ષા, બલિ-

કર્મ, શ્રાદ્ધ, પર્વકાલોમાં સ્થાલીપાક, પૂજ્ય મનુષ્યોનું પૂજન અને આદરસત્કાર વગેરે જે કુટુંબ સંબંધી ધર્મ મારાં સાસૂએ મને પૂર્વે કહ્યા છે, અને બીજા જે ધર્મો હું જાણું છું, તે સર્વનું રાત્રિદિવસ આળસ ન કરતાં પાલન કરું છું; તથા વિનય યુક્ત થઇને સર્વદા ખરા મનથી નિયમો પાળું છું. જો કે મારા પતિઓ સ્વભાવે કોમળ, સત્યશીલ અને સત્યધર્મનું પાલન કરનારા છે, તો પણ તેઓ ક્રોધ પામેલા સર્પો છે એમ સમજીને હું સાવધાન રહી તેઓની સેવા કરું છું. કેવળ પતિનો આશ્રય કરવો એ જ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે, એવો મારો મત છે. સ્ત્રીનો પતિ એ જ દેવ છે, તથા તે જ ગતિ છે, તે વિના બીજી ગતિ નથી. એવા પતિનું કઇ સ્ત્રી અપ્રિય કરે ? હું ભોજન, અલંકારધારણ અથવા બીજી કોઇ પણ બાબતમાં પતિની ઇચ્છા વિરુદ્ધ કરતી નથી, સાસૂની નિંદા પણ કરતી નથી તથા સર્વદા સારી પેઠે નિયમમાં રહું છું. હે સુભાગ્યવતિ! હું કોઇ પણ વાતમાં પ્રમાદ કરતી નથી, નિત્ય ઉદ્યોગશીલ રહું છું તથા વડીલોની સેવા કરું છું, તેથી મારા પતિઓ મને વશ રહે છે. વળી વીરપુત્રોનાં માતા, સત્યવાદી આર્યા કુંતીને ખાવાપીવાની તથા વસ્ત્રપાત્રની વ્યવસ્થા કરી આપીને નિત્ય હું પોતે તેમની સેવા કરું છું. વસ્ત્ર અલંકાર તથા ભોજનના સંબંધમાં હું કોઇ વખત તેમની ઇચ્છા વિરુદ્ધ કરતી નથી અને પૃથ્વીના જેવાં ક્ષમાશીલ કુંતીની કદિ પણ નિંદા કરતી નથી.”

**સ્ત્રીઓનું વિશાલ કાર્યક્ષેત્ર**

એટલું કહ્યા પછી દ્રોપદીજી જે સ્ત્રીઓ પોતાનું કાર્યક્ષેત્ર વિશાલ હોવાનું નહિ માનતાં ઘરની અંદર માત્ર રસોઇ વગેરે કાર્યો કરવામાં તેમ જ પોતાને કે બાળકોને સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાંઓ પહેરવા–પહેરાવવા માટે અને સારા માઠા પ્રસંગે ન્યાત જાતના સ્ત્રી સમુદાયોમાં વાહવાહ કહેવરાવી ગજું (શક્તિ) નહિ

છતાં માત્ર ખોટો યશ લેવા ખાતર, ઘરની આર્થિક સ્થિતિનો પણ વિચાર કર્યા સિવાય પોતાના પતિપાસે શક્તિ ઉપરાંત જે તે વસ્તુઓની માગણી કરી તે લાવી આપવાનું દબાણ કરવા વગેરેમાંજ સંકુચિત દૃષ્ટિથી પોતાનું કર્તવ્ય સ્હમજતી હોય કે જેથી કદાચિત્ પતિ અને સમગ્ર કુટુંબને પણ સંકટમાં પડવું પડે તેમ જ ઘરની અંદરના રસોઇ વગેરે કાર્યો સિવાય ઘર સંબંધી બીજી હકીકતોનું કાંઇ પણ જ્ઞાન ન હોવાથી પતિના ભારને ન્યૂન કરવાને બદલે પોતે પણ તેના ભારરૂપ થઇ પડતી હોય કે જેને પછી પતિ વશ થવાનો સંભવ પણ શાનો ? તેવી સ્ત્રીઓને પણ વિશેષ જાણવાનું મલે એવા હેતુથી પોતે પતિના કેવાં કેવાં મહાન્ કાર્યોમાં ભાગ લેતાં હતાં તે વિષય પણ આગળ કહે છે કે, પુર્વે "યુધિષ્ઠિર રાજાને ઘેર રોજ આઠ હજાર બ્રાહ્મણો પ્રથમ સુવર્ણપાત્રોમાં ભોજન કરતા હતા તથા અઠયાશી હજાર સ્નાતક ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણોનું યુધિષ્ઠિર પોષણ કરતા હતા, કે જેમાંના એક બ્રાહ્મણની સેવામાં ત્રીસ ત્રીસ દાસીઓ રહેતી હતી. વળી બીજા દશ હજાર ઉર્ધ્વરેતા યતિઓને સારી રીતે તૈયાર કરેલું અન્ન થાળીઓમાં ભરીને પહોંચાડવામાં આવતું હતું. હું તે સઘળા વેદવાદી બ્રાહ્મણોને વૈશ્વદેવ થયા પછી પ્રથમ આપવાનું અન્ન આપીને તથા ભોજન, પીવાના પદાર્થો અને વસ્ત્રાદિક આપીને તેઓનું યથાયોગ્ય સન્માન કરતી હતી. વળી મહાત્મા કુંતીપુત્ર યુધિષ્ઠિરને ત્યાં એક લાખ દાસીઓ હતી. તેઓ હાથમાં કડાં, બંગડી તથા બાજુબંધો ધારણ કરતી હતી, ગળામાં કંઠીઓ પહેરતી હતી, સારી રીતે શણગાર સજતી હતી, બહુ મૂલ્યવાન્ પુષ્પમાળા તથા દાગીના પહેરતી હતી, સુંદર વર્ણવાળી હતી, શરીરે ચંદનનો લેપ કરતી હતી, મણિઓ તથા સુવર્ણને ધારણ કરતી હતી, અને નૃત્ય તથા ગાયનમાં કુશળ હતી. તે સઘળી દાસીઓનાં નામ, રૂપ, ભોજન તથા વસ્ત્રની અને તેઓએ કર્યું

કામ કર્યું તથા કર્યું ન કર્યું, તે સંબંધી મને સર્વ માહિતી રહેતી હતી. વળી બુદ્ધિમાન્ કુંતીપુત્ર યુધિષ્ઠિરની એક લાખ દાસીઓ હાથમાં થાલો લઈને રાત્રિ દિવસ અતિથિઓને ભોજનના પદાર્થો પીરસ્યા કરતી હતી. જ્યારે યુધિષ્ઠિર રાજા ઇન્દ્રપ્રસ્થમાં રહેતા હતા, ત્યારે તેમની ખાનગી સવારીમાં એક લાખ ઘોડાઓ તથા એક લાખ હાથીઓ હતા. જ્યારે યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા, ત્યારે ઉપર જણાવેલું સઘળું તેમની પાસે હતું. તે સર્વની ગણત્રી હું રાખતી હતી તથા તેઓને કાર્ય સંબંધી આજ્ઞા કરતી હતી, અને તેઓની ફરિયાદ સાંભળતી હતી. વળી અંતઃપુરના તથા બહારના સર્વ સેવકોનાં અને ગોવાળ તથા ભરવાડ સૂધીનાં સર્વનાં કરેલાં તથા ન કરેલાં કામોને હું જાણતી હતી. હે યશસ્વિનિ તથા કલ્યાણિ સત્યભામા! રાજા યુધિષ્ઠિરનું તથા પાંડવોનું સર્વ ઐશ્વર્ય અને જમાખર્ચ હું એકલી જ જાણતી હતી. હે સુંદરમુખિ! ભરતકુળમાં શ્રેષ્ઠ એવા પાંડવો સર્વ કુટુંબભાર મારા ઉપર મૂકીને પોતે અસ્ત્રશસ્ત્રવિદ્યામાં પ્રીતિવાળા હોવાથી તેનો અભ્યાસ કરતા હતા. અને દુરાત્માઓથી ન ઉપાડાય એવો તે મારા ઉપર નાખેલો ભાર, હું સર્વ સુખનો ત્યાગ કરીને રાત્રિદિવસ વહ્યા કરતી હતી. વળી ધર્માચરણ કરનારા મારા પતિઓનો; વરુણના ભંડારરૂપ પૂર્ણ સમુદ્રના જેવો તથા કોઇથી લૂંટી ન શકાય તેવો જે ખજાનો હતો તેના સંબંધમાં પણ હું એકલી જ માહિતી રાખતી હતી. કુરુવંશી પાંડવોને રાત્રે અથવા દિવસે ક્ષુધા કે તૃષા લાગતાં હું સહાય કરું છું; અને તેઓનું આરાધન કરતાં મને દિવસ તથા રાત્રિ સમાન જ લાગે છે. હું હંમેશાં સર્વ કરતાં પહેલી ઉઠું છું અને સૌથી છેલ્લી સૂઇ રહું છું. હે સત્યભામા! એ જ મારું વશીકરણ છે. આ પ્રકારનું પતિને વશ કરવાનું મહાવશીકરણ હું કરી જાણું છું; પરંતુ દુષ્ટ સ્ત્રીઓનાં આચરણને હું

કદી પણ કરતી નથી, તેમજ તેની મને ઇચ્છા પણ નથી. ઇત્યાદિ." (म. भा. व. प. अ. २३३ ) આ પ્રકારના આદર્શ સતી દ્રૌપદીજી વગેરેના વર્તનો, વચનો, પૂર્વે જણાવેલી વરવધૂની પ્રતિજ્ઞાઓ તથા શાસ્ત્રની બીજી આજ્ઞાઓ અનુસાર જે સ્ત્રીઓ પોતાનું કાર્યક્ષેત્ર વિશાલ ગણી નિત્યકર્મ-દિનચર્યા ગોઠવી યથાશક્તિ વર્તે છે, તે સ્ત્રીઓ ખરેખરી અર્ધાંગના ગણાઇ પતિનું, કુટુંબનું, જ્ઞાતિનું અને અન્તે દેશનું પણ કલ્યાણ કરી શકવાથી જગતમાં ઉત્તમ કીર્તિસ્તંભ રોપી પોતે અમર થાય છે.

આવી રીતે હુંમેશ કરવાનાં કર્મ નિત્યકર્મ કહેવાય છે. અને કોઈ પણ નિમિત્તે કરવાના કર્મ નૈમિત્તિક કર્મ કહેવાય છે. પ્રથમ કહેલા નિયમો નિત્યકર્મ પૂરતા હતા તેથી નૈમિત્તિક કર્મના નિયમો નીચે જૂદા બતાવ્યા છે.

**સ્ત્રીઓનું નૈમિત્તિક કર્મ; ઋતુમતીના ધર્મ:-**

रजोदर्शनतो दोषात्सर्वमेव परित्यजेत् ॥
सर्वैरलक्षिता शीघ्रं लज्जिताऽन्तर्गृहे वसेत् ॥
एकाम्बरावृता दीना स्नानालंकारवर्जिता ॥
मौनिन्यधोमुखी चक्षुःपाणिपद्भिरचञ्चला ॥
अश्नीयात्केवलं नक्तं भक्तं मृन्मयभाजने ॥
स्वपेद्भूमावप्रमत्ता क्षपेदेवमहस्त्रयम् ॥
स्नायीत च त्रिरात्रान्ते सचैलमुदिते रवौ ।
विलोक्य भर्तुर्वदनं शुद्धा भवति धर्मतः ॥
कृतशौचा पुनःकर्म पूर्ववच्चसमाचरेत् ।

"રજોદર્શન થવાથી દૂષિત બનેલી સ્ત્રીએ સર્વ નિત્યકર્મનો ત્યાગ કરવો. ઘરમાં કોઇને ન અડતાં દૂર રહેવું. કોઇના જાણ્યામાં ન આવે તેવી રીતે ગુપ્તતાથી, ઉચ્ચ સ્વરે હાસ્ય વગેરે ન કરતાં લજ્જા પૂર્વક, ઘરમાં જ રહેવું. માટીના પાત્રમાં રાત્રિના એક જ વખત હલકું ભોજન કરવું. સાવધાનતાથી ત્રણ રાત્રિ પર્યન્ત ભૂમિપર જ શયન કરવું. આવી રીતિથી ત્રણ દિન વીત્યા બાદ

ચોથે દિવસે સૂર્યોદય થતાં સવસ્ત્ર સ્નાન કરવું. શુદ્ધ વસ્ત્ર ધારણ કરી પતિ તથા સૂર્ય નારાયણનાં દર્શન કરવાં. આ પ્રમાણે પવિત્ર થયા પછી સ્ત્રીએ પૂર્વની માફક સર્વ કાર્યો કરવાં. રજસ્વલા અવસ્થામાં સ્ત્રીની અપવિત્રતાના સંબંધમાં પરાશર ઋષિ કહે છે કેઃ—

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ॥
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ।

"રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચણ્ડાલી સમાન, બીજે દિવસે બ્રહ્મહત્યારી, ત્રીજે દિવસે ધોબણ સમાન અપવિત્ર રહે છે અને ચોથે દિવસે તે શુદ્ધ થાય છે; પરંતુ દેવપિતૃકાર્યની અધિકારિણી તો સર્વથા રજોનિવૃત્તિ થયા પછીજ થાય છે; અર્થાત્ દૈવપિતૃકાર્ય કરવાનો અધિકાર ચોથે દિવસે હોતો નથી. અતિરોગિણી, આતુર બનેલી સ્ત્રીને ઋતુસ્નાન કરવાનો પ્રસંગ આવે તો શાસ્ત્રનો નિર્ણય છે કેઃ—

आतुरे स्नान उत्पन्ने दशकृत्वा ह्यनातुरः ॥
स्नात्वा स्नात्वा स्पृशेदेनं ततः शुद्धयेत्स आतुरः ।

નીરોગી સ્ત્રી દશ વાર સ્નાન કરીને દરેક વખત રોગિણી સ્ત્રીનો સ્પર્શ કરે તો તે શુદ્ધ થાય છે. દેવપિતૃકાર્યમાટે ઋતુમતી સ્ત્રી પાંચમે દિવસેજ અધિકારિણી બને છે. એવો નિર્બાધ સામાન્ય નિર્ણય છે. પછી જ્યારે સ્ત્રી ગર્ભવતી થાય છે તે સમયને માટે મત્સ્ય પુરાણમાં તેના ધર્મો નીચે પ્રમાણે બતાવ્યા છેઃ—

ગર્ભિણીના નિયમો

संध्यायां नैव भोक्तव्यं गर्भिण्या वरवर्णिनि ॥
न स्थातव्यं न गन्तव्यं वृक्षमूलेषु सर्वदा ।
विलिखेन्न नखैर्भूमिं नाङ्गारेण न भस्मना ॥
न शयाना सदा तिष्ठेद् व्यायामञ्च विवर्जयेत् ।
न तुषाङ्गारभस्मास्थिकपालेषु समाविशेत् ॥
वर्जयेत्कलहं लोके गात्रभङ्गं तथैव च ।
न मुक्तकेशी तिष्ठेत नाशुचिः स्यात्कदाचन ॥

न शयीतोत्तरशिरा न चापरशिराः क्वचित् ।
न बीभत्सं किंचिद्दीक्षेन्न रौद्रां शृणुयात्कथाम् ॥
गुरुं वात्युष्णमाहारमजीर्णे न समाचरेत् ।
गुर्वी नैव प्रकुर्वीत व्यायामं यमतर्पणम् ॥
न वस्त्रहीना नोद्विग्ना न चार्द्रचरणा क्वचित् ।
नामाङ्गल्यां वदेद्वाचं न च हास्याधिका क्वचित् ॥
कुर्याच्च गुरुशुश्रूषां नित्यमङ्गलतत्परा ।
तिष्ठेत्प्रसन्नवदना नित्यं भर्तुर्हिते रता ॥
दानशीला तृतीयायां पार्वत्याः स्नानमाचरेत् ।
इतिव्रता भवेन्नारी विशेषेण तु गर्भिणी ॥
यस्तु तस्या भवेत्पुत्रः शीलायुर्वृद्धिसंयुतः ।
अन्यथा गर्भपतनमवाप्नोति न संशयः ॥

"ગર્ભવતી સ્ત્રીએ સંધ્યા સમયે ભોજન ન કરવું. કોઇ પણ સમયે ઝાડના મૂલમાં જવું યા તો બેસવું નહિ. નખ કોલસા વગેરેથી જમીન ખોતરવાનાં કુલક્ષણો છોડવાં. છૂટું માથું રાખી સૂવું નહિ. બીભત્સ રસની તથા રૌદ્ર (ભયંકર) રસની વાતો ન સાંભળવી અને તેવું દૃશ્ય પણ જોવું નહિ. વિષય રસનો ત્યાગ કરી મર્યાદા પૂર્વક વસ્ત્રથી સજ્જિત રહેવું. અમાંગલિક તથા અતિહાસ્યકારક વાતો કરવી કે સાંભળવી નહિ. પોતાના માંગલિક સાહિત્યથી પૂર્ણ રહી સાસૂ સસરાની સેવામાં હાજર રહેવું. ઔષધિયુક્ત ગરમ જલથી સ્નાન કરવું તથા સદા પતિના કલ્યાણની ઇચ્છા રાખતાં પ્રસન્ન વદનથી રહેવું. પાર્વતીતૃતીયા (ગણગૌર)ને દિવસે શક્તિ પ્રમાણે દાન આપી એક વખત ભોજન કરવું. પૂર્વોક્ત નિયમ પ્રમાણે નિયમિત થઇને ગર્ભવતી સ્ત્રીઓએ વર્તવું. ધર્મવીર પુરુષોના ઇતિહાસ તથા તે સંબંધી સારભૂત કથાઓ સાંભળવી કે વાંચવી. આવી રીતે વર્તવાથી તેમનાં સંતાન દીર્ઘાયુઃ સ્વરૂપ-

વાન્, ધર્મશીલ, સુદૃઢ અને વીર્યવાન્ બને છે. પરંતુ નિયમોનું પાલન ન કરવામાં આવે તો ગર્ભનું પતન થાય અથવા તો સંતતિ દુર્બળ, સ્વલ્પાયુષ્યવાળી તેમજ અધાર્મિક નીવડે છે.” જ્યારે સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો હોય, ત્યારે નીચે બતાવ્યા મુજબ વર્તવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

પ્રજનિકા-(પ્રજાવાળીના) ના નિયમોઃ-

बालमङ्के सुखं दध्यान्न चैनं तर्जयेत्कचित् ।
सहसा बोधयेन्नैव नाऽयोग्यमुपवेशयेत् ॥
तच्चित्तमनुवर्तेत तं सदैवानुमोदयेत् ।
निम्नोच्चस्थानतो वापि रक्षेद्बालं प्रयत्नतः ॥

“પ્રજાવતી સ્ત્રીએ પોતાના બાળકને અન્ય અજાણી સ્ત્રી કે પુરુષને ન સોંપતાં પોતાની પાસે ગોદમાં રાખવું. વારંવાર તરછોડવું નહિ. નિદ્રામાંથી અકસ્માત્ જગાડવું નહિ; અને અયોગ્ય સ્થાનમાં સૂવાડવું કે બેસાડવું નહિ. તેને વારંવાર ન રડાવતાં કોઇ પણ પ્રકારનો ભય આપ્યા સિવાય ભૂલવણીથી અથવા રમતગમતની વાતોથી તેના ચિત્તનું સમાધાન કરવું; કારણ કે, કાચા હૃદયમાં પડેલા ભયના સંસ્કારો પરિણામે બાળકને ભીરુ અને વીરતાહીન બનાવે છે.” તેમ જ તેને નિરંતર સ્વચ્છ વસ્ત્ર પહેરાવી પથ્ય વસ્તુનું સેવન કરાવવું. બાળકની તન્દુરસ્તીનો આધાર વિશેષતાથી તેમની માતા ઉપર રહેલો છે. પિતા કરતાં માતાની સાથે જ બાળકનો જન્મથી જ ગાઢ સહવાસ હોવાથી માતાએ બાલ્યાવસ્થાથી પોતાના બાળકમાં સદ્ગુણો લાવવા માટે હમેશાં યોગ્ય શિક્ષા (ઉપદેશ) આપતા રહેવું. ધર્મનું અભિમાન, આસ્તિકતા, સ્વદેશપ્રેમ, વીરતા, વિદ્યામાં પ્રીતિ, જાતિનું ગૌરવ, ઉદારતા, સદાચાર, ભક્તિ, વિવેક, ધૈર્ય તથા ગુણજ્ઞતા વગેરે સકળ સદ્ગુણો ધીરે ધીરે બાળકના હૃદયમાં ન્હાનપણથી જ માતાએ ઉતારવા જોઇએ; કે જેથી ભવિષ્યમાં તે સંતાન આદર્શ વીર બની પિતા અને માતાની સુકીર્તિ વિસ્તારે.

તેમ જ પતિ વિદેશ ગયો હોય ત્યારે સ્ત્રીઓએ નીચે જણાવેલા નિયમો પાળવા યોગ્ય છે:—

**પ્રોષિત ભર્તૃકાનો (જેનો પતિ પરદેશ હોય તેનો) ધર્મઃ–**

**श्वश्रूश्वशुरयोः पार्श्वे निद्रा कार्या न चाऽन्यथा।**
**प्रत्यहं पतिवार्ता च तथाऽन्वेष्या प्रयत्नतः॥**
**अप्रक्षालनमङ्गानां मलिनाम्बरधारणम्।**
**तिलकाञ्जनहीनत्वं गन्धमाल्यविवर्जनम्॥**
**क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम्।**
**हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका॥**

"જેનો સ્વામી પરદેશ ગએલો હોય તેવી સ્ત્રી પ્રોષિત ભર્તૃકા કહેવાય છે. તેણે પોતાની સાસૂ વગેરે વડીલ સ્ત્રીઓ પાસે શયન કરવું. બનતા પ્રયત્ને પ્રતિદિન પતિના સમાચાર મેળવતાં રહેવું. શરીરની યોગ્ય સ્વચ્છતા જાળવી સાદાં વસ્ત્ર ધારણ કરવાં. સુગંધી ચંદન, પુષ્પ, આંજણ વગેરે શૃંગારિક વસ્તુઓનો ત્યાગ કરવો. પતિના વિયોગમાં ઇતર પુરુષો સાથે વિશેષ ભાષણ ન કરવું, કામપ્રદીપક વસ્તુઓને છોડવી. નાટક ચેટક વગેરે જોવા ન જવું તથા સભા કે મોટા મેળામાં જવું નહિ અને પતિ પરદેશ ગયો હોય ત્યારે હસવું અને પારકે ઘેર જવું બંધ રાખવું."

**લજ્જા–સ્ત્રીઓનું ઉત્તમ ભૂષણઃ–**

હીરા, મોતી, માણિક્ય, સુવર્ણ, તથા ચાંદી વગેરેના આભૂષણો કરતાં લજ્જા એ જ સતી સ્ત્રીનું સર્વોત્તમ સ્વાભાવિક આભૂષણ છે. સતી, શુભલક્ષણી સ્ત્રીઓ સ્વભાવથી જ લજ્જાશીલ હોય છે. સ્ત્રીઓમાં લજ્જા રહેવી એ તેમનામાં દિવ્ય ભાવનાના અસ્તિત્વનું ચિહ્ન છે. પાશવિક (પશુ સંબંધી) ધર્મથી અરુચિ થવી એ જ લજ્જાનું સ્વરૂપ છે. નિર્લજ્જ મનુષ્ય અને પશુ એ બન્ને સમાન જ ગણાય છે. પશુ અને મનુષ્ય વ્યક્તિના વ્યવહારમાં લજ્જા એ જ ભિન્નતાદર્શક ગુણ છે. દિવ્ય ભાવના

વિકાસની સાથે જ લજ્જાનો વિકાસ અને દિવ્યભાવના તિરો-ભાવની સાથે જ નિર્લજ્જતાનો ઉદય થાય છે. પશુઓ નિર્લ-જ્જતાથી આહાર, વિહાર, મૈથુન વગેરે આચરે છે, ત્યારે મનુષ્ય જાતિને તેવા આચરણમાં લજ્જા ઉત્પન્ન થાય છે. સભ્યતા અને લજ્જા બંને એક રૂપે છે. સભ્ય મનુષ્ય સર્વત્ર માનપાત્ર ગણાય છે અને નિર્લજ્જ માટે સર્વથા તિરસ્કાર તૈયાર હોય છે. સ્ત્રીઓ-માં પ્રકૃતિનો ધર્મ અધિક હોવાથી પુરુષ કરતાં તેમનામાં લજ્જા અધિક હોય છે. પુરુષમાં પુરુષ ભાવ વિશેષ હોવાથી તેટલે જ અંશે લજ્જાની સ્વાભાવિક ન્યૂનતા છે, સ્ત્રીઓ લજ્જારૂપી આભ-રણથી સર્વદા સુશોભિત ગણાય છે અને પુરુષોનું પણ સભ્યતા ઉત્તમ ભૂષણ છે. પરન્તુ પુરુષ કરતાં નૈસર્ગિક લજ્જા સ્ત્રીઓમાં વિશેષ રહેવી એ દિવ્ય સ્ત્રીભાવની મુખ્ય નિશાની છે. વિશેષ લજ્જાથી વિશેષ સતીત્વનું રક્ષણ થાય છે. નિર્લજ્જ સ્ત્રીઓ કયારે પણ સતી હોઇ શકતી નથી. જેથી સ્ત્રીઓને પુરુષની માફક શિક્ષણ આપી અધિકાર સિવાય દરેક જાતની સ્વતંત્રતારૂપી શસ્ત્ર તેમને સોંપવું એ લજ્જારૂપી તેમના ખરા દિવ્ય ભાવનો વિનાશ-કારક ઉપાય છે. ઘણું કરીને સ્ત્રી, વાંદરો અને શિઆળ એ ત્રણે સ્વભાવથીજ નવીન નવીન પદાર્થમાં પ્રીતિ કરનારાં છે. સ્ત્રીઓને વિશેષ પુરુષસમાગમમાં આવવાની છૂટ આપતાં તેમનું ચિત્ત નવીન પુરુષોમાં કૌતુકયુક્ત બનવાથી પોતાની મેળે જ તેમની લજ્જારૂપી સભ્યતાનું વિસર્જન થતું જશે અને તેમ થવાથી સતી-ભાવનો સમૂળ વિનાશ થાય એ નિઃસંશય છે. માટે સતી ધર્મનું પાલન કરવા સારુ આર્ય સ્ત્રીઓએ સદા લજ્જારૂપી પોતાના આભૂષણથી યુક્ત રહેવું એ જ શ્રેયસ્કર છે. પ્રાચીન આર્ય સ્ત્રીઓ પણ લજ્જાપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતી હતી. જો કે પાશ્ચાત્ય પ્રદેશમાં સ્ત્રીઓ પુરુષ સમાજમાં બેસી આહાર, વિહાર, વાર્તાલાપ તેમ જ યથેષ્ટ ચેષ્ટાઓનો

પ્રચાર કરતી જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે–તે પ્રદેશની સ્ત્રીઓમાં નિર્લજ્જતા તથા પુરુષોના વિશેષ પરિચયથી પુરુષભાવનું અનુકરણ વિશેષ છે. તેમજ પવિત્ર પાતિવ્રત્યના મહિમા પ્રતિ તે લોકોની દૃષ્ટિ ઘણી ઓછી છે. ઉત્તમ સતીનો અનન્ય પ્રેમ, ઈશ્વર ભાવથી પતિદેવની ઉપાસના અને પતિ સાથે અવ્યભિચારી ભાવે ભોગવાતા દિવ્ય વિહારોના આસ્વાદનો ગંધમાત્ર પણ ત્યાંની સ્ત્રીઓ સમજી શકતી નથી. આર્યશાસ્ત્રમાં પાતિવ્રત્ય વિનાનું સ્ત્રીજીવન વ્યર્થ ગણ્યું છે; અને તે પાતિવ્રત્યની રક્ષા માટે જ. લજ્જાપ્રધાન આર્યસ્ત્રીઓનો આચાર પ્રાચીન ઈતિહાસ પુરાણોમાં જોવામાં આવે છે. લજ્જા અને સતીત્વની રક્ષા માટે જ મધ્યકાલમાં સ્ત્રીઓને પડદા વગેરેથી મર્યાદિત રાખવાનો રિવાજ પ્રચલિત હતો. ખાસ સંયોગોને લીધે **असूर्यपश्या राजदाराः** રાજકુટુંબની સ્ત્રીઓ સૂર્યના કિરણોને પણ ન જોઈ શકે તેવી પૂર્ણ મર્યાદામાં રહેતી હતી; અને તેથી વર્ણસંકર પ્રજા થવાનો ઓછો જ સંભવ રહેતો. દરેક સ્ત્રીઓને સ્વાભાવિક ધર્મથી ભ્રષ્ટ કરી મર્યાદાનો ત્યાગ કરાવી પુરુષ સમાજમાં તદ્દન નિર્લજ્જતાથી આહારવિહારની છૂટ આપવી, એ કદાચિત્ આધુનિક સમયમાં સુધારા રૂપે સમજાતું હોય, તો તે ખરું જોતાં સુધારો નથી પણ વર્ણસંકર પ્રજાની વૃદ્ધિ કરવા માટે સ્હેલો, બુરામાં બુરો, જલદી ફેલાય તેવો મહાન્ કુધારો છે. સ્વેચ્છાપૂર્વક નિર્લજ્જ વિહારને પ્રાચીન સાધારણ જાતિની સ્ત્રીઓ પણ દૂષણરૂપે સમજતી હતી. લંકાપતિ રાવણનું અવસાન થયાથી વીરશય્યા (રણભૂમિ)માં પડેલા તેના મૃત શરીરને જોઈ વિલાપ કરતી તેની સ્ત્રી મંદોદરીએ કહ્યું હતું કે,

**पश्येष्टदार दारांस्ते भ्रष्टलज्जावगुण्ठनान् ।**
**बहिर्निष्पतितान् सर्वान्कथं दृष्ट्वा न कुप्यसि ॥**

"હે સ્ત્રીપ્રિય સ્વામિ! આ વખતે પડદા રહિત બનેલી, જનાનામાંથી બહાર આવેલી તમારી સ્ત્રીઓને નિર્લજ્જ અવ-

સ્થામાં જોઇને તમે કેમ કોપ કરતા નથી ?" પૂર્વોક્ત દૃષ્ટાંત ઉપરથી વાત નિશ્ચિત થાય છે કે રાવણુના અસ્તિત્વના સમયથી પણુ અમુક જાતિઓમાં સ્ત્રીઓને પડદા વગેરેથી મર્યાદામાં રાખવાનો રિવાજ હતો. હજુ સુધી પણુ કેટલાક પ્રદેશનાં રાજકુટુંબોમાં તેવી જ રીતે સ્ત્રીઓ મર્યાદામાં રહે છે, અને બીજા સમુદાયમાં ચાદર ઓઢવાની કે ઘુંઘટની પ્રથા હોવાનું કારણુ પણુ ફક્ત લજ્જાજ છે. માટે અયોગ્ય રીતે તેનો તદ્દન લોપ થતો હોય તો તે અટકાવવો જોઇએ. જોકે એવું તો નથી જ કે જે દેશકાળની સ્ત્રીઓમાં ઘુંઘટ અગર પડદાઓની પ્રથા નથી તે સ્ત્રીઓ લજ્જાનું રક્ષણુ નથી કરી શકી અગર ન કરી શકે. માટે માત્ર ઘુંઘટ કે પડદામાં જ લજ્જારૂપી સતીત્વનું ભૂષણુ સમાયલું માનવાનું નથી. કારણુ કે વિશેષ પ્રાચીનકાળ તેમ જ કેટલાક આર્યપ્રદેશો અને પવિત્ર બ્રાહ્મણુક્ષત્રિય આદિ ઉચ્ચજાતિનાં કુટુંબોમાં તેવા (ઘુંઘટ પડદા વગેરેના) રિવાજો વિશેષ પ્રમાણુમાં હોય એમ નથી જણાતું. કિંતુ દેશકાલ અને જાતિની પરિસ્થિતિ અનુસાર અમુક અમુક સ્થળે તેવી પદ્ધતિ સ્વીકારેલી હોવાનું કારણુ મળે છે. વાસ્તવિક રીતે લજ્જાનું સંરક્ષણુ તો સ્ત્રીઓના પવિત્ર હૃદય અને અવિકારી દૃષ્ટિને જ આધીન રહેલું છે; તે સિવાય ઘુંઘટ અગર પડદાઓ છતાં પણુ અનેક સ્ત્રીઓમા અનાચારો થયા છે તેમ જ થતા હશે. માટે સ્ત્રીઓએ ખાસ કરીને પોતાનાં દેશ, કાળ અને કુલરીતિ અનુસાર લોકલજ્જાનું નિવારણુ કરવાના હેતુથી પોતાનાં બાહ્ય અંગોને સભ્યતાપૂર્વક સુવસ્ત્રોથી આચ્છાદિત કરી બહારનું સૌન્દર્ય મેળવવા ઉપરાંત હૃદય તેમ જ નેત્રોને પણુ પવિત્રતારૂપ વસ્ત્રો પહેરાવી દુષ્ટ કર્મોને ત્યાજ્ય તરીકે માનવામાં જ લજ્જાનું પરમ રહસ્ય સમાયલું છે એમ સમજવું જોઇએ; કારણુ કે, ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણુચંદ્ર પાસે આત્મકલ્યાણુકારક લજ્જાની વ્યાખ્યાનો પ્રશ્ન કરતાં પ્રભુએ ઉત્તર આપેલ

છે કે:-"जुगुप्सा ह्रीरकर्मसु" भा.प. "દુષ્ટ કાર્યોમાં નિન્દાની ભાવના કરવી. અર્થાત્ તેને તજી દેવાં એ જ લજ્જા છે." આ પ્રમાણે હૃદય અને નેત્રને શુદ્ધ રાખી સભ્યતાપૂર્વક વસ્ત્ર ધારણ કરી ઉત્તમ સ્ત્રીઓએ લજ્જાનું સંરક્ષણ તો અવશ્ય કરવું જ જોઈએ.

## તૃતીય કિરણ

**વૈધવ્યધર્મ અને તેનું રહસ્ય**

આર્ય સ્ત્રીઓનો વિવાહ થતાં પતિની સાથે તેમનો સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો સંબંધ થયેલો હોવાથી પતિ પરલોક ગયાથી પણ તે સંબંધ કાયમ રહે છે, એ જ આર્યવિવાહની સર્વોત્તમ દૃઢતા છે, કારણ કે, વિવાહના પ્રયોગમાંજ એવા કેટલાક મંત્રોનો ઉચ્ચાર કરવામાં આવે છે કે જેથી વિવાહદ્વારા વરકન્યાનો માત્ર સ્થૂલ શરીરસંબંધ નહિ કિંતુ સૂક્ષ્મ શરીર સાથે પણ પરસ્પર નિત્ય સંબંધ થવાનું સિદ્ધ થાય છે. તે પૈકી કેટલાક મંત્રવાકયો નીચે આપવામાં આવે છે. જેમકે **प्राणैस्ते प्राणान्संदधाम्यस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति ॥** વિવાહસંસ્કાર સમયે પતિ પત્નીને કહે છે કે:-"તારા પ્રાણની સાથે મારા પ્રાણનો, ત્વચા સાથે ત્વચાનો અને માંસોની સાથે માંસનો હું સંબંધ કરું છું."

**समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानि नौ ।**
**संमातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नौ ॥**

"હે કન્યા ! વિશ્વેદેવતા અને વરુણદેવ આપણા ચિત્તને અને સંકલ્પ વિકલ્પરૂપી તેના વ્યાપારોને સદ્‌ગુણોથી સંસ્કારી કરે તેમ જ અનુકૂલ વાયુ પ્રજાપતિ અને વાગ્દેવી, આપણા હૃદયોને સારી રીતે સંયુક્ત કરે."

**अमोऽहमस्मि सात्वं सा त्वमस्यमोऽहम् ।**
**सामाऽहमस्मि ऋक् त्वं द्यौरहं पृथिवी त्वम् ।**
**तावेहि विवहावहै० ।**

"હે વધૂ ? હું વિષ્ણુ છું, તું લક્ષ્મી છો. તું બ્રહ્માદિ ત્રણે દેવોની શક્તિ છો, હું બ્રહ્મા વગેરે ત્રણ દેવરૂપી છું. હું સામવેદ છું, તું ઋગ્‌વેદ છો. હું સ્વર્ગ છું, તું પૃથિવી છો. અર્થાત્ જેમ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણ દેવો અને તેની શક્તિઓ, સામ અને ઋક્, તથા સ્વર્ગ અને પૃથિવી પરસ્પર નિત્ય સંબંધ ધરાવનારાં છે, તેમ આપણે બંને પણ તેવા નિત્ય સંબંધપૂર્વક વિવાહ કરીએ," આ મંત્રવાક્યો અને બીજા પણ અનેક પ્રમાણો આર્યવિવાહથી થતા સંબંધની પૂર્ણતાને સૂચવે છે. જેથી પતિના અવસાન થયાથી પણ તેની સ્ત્રીનો તે પતિ સાથે સૂક્ષ્મ સંબંધ કાયમ જ હોવાથી તદનુસાર શાસ્ત્રકારોએ વૈધવ્યધર્મની શિક્ષાઓ બતાવી છે. મનુ સંહિતામાં લખ્યું છે કેઃ-

**कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।**
**न तु नामाऽपि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥**
**आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।**
**यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम् ॥**
**अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।**
**दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥**
**मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्यव्रते स्थिता ।**
**स्वर्गं गच्छत्यपुत्राऽपि यथा ते ब्रह्मचारिणः ॥**

"ફળ, મૂળ અને પુષ્પોનો જ આહાર કરી વિધવાએ પતિનું અવસાન થતાં પોતાનો દેહનિર્વાહ કરવો ઉત્તમ છે પણ અન્ય પુરુષની સાથે પુનઃ સંબંધ ન કરવો. બ્રહ્મચારીની માફક નિયમિત બ્રહ્મચર્યનું પાલન કરીને પાતિવ્રત્ય ધર્મનું અનુ-ષ્ઠાન કરવું. જેમ પ્રજોત્પત્તિ સિવાય પણ અનેક બ્રહ્મચારી-

ઓ વ્રતના પ્રભાવથી સ્વર્ગના સુખને પામ્યા છે, તેમ વિધવા પણ તેવી જ રીતે પ્રજા ન હોય, તો પણ પતિવ્રતના પાલનથી પતિ-લોકમાં સ્વર્ગીય સુખને ભોગવે છે." વિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ-मृते भर्तरि ब्रह्मचर्यं तदन्वारोहणं वा ॥ પતિના મરણ બાદ બ્રહ્મચર્ય પાળવું યા તો તેની પાછળ ગમન કરવું." હારિત સંહિતામાં કહ્યું છે કે;-

या स्त्री मृतं परिष्वज्य दग्धा चेद्धव्यवाहने ।
सा भर्तृलोकानाप्नोति हरिणा कमला यथा ॥

"જે સ્ત્રી મૃત પતિદેહને આલિંગન કરી તેની સાથે અગ્નિમાં પ્રવેશ કરે છે, તે સ્ત્રી વિષ્ણુ અને લક્ષ્મીજીની માફક પોતાના પતિની સાથે આનંદમય લોકોમાં રહે છે." આવાં અનેક પ્રમાણો વિધવાને પાતિવ્રત્ય ધર્મનો જ ઉપદેશ આપે છે.

વિધવાનો પતિસાથે માનસિક સંબંધ રહેવાનું બીજું પણ એક કારણ છે કે પરમાત્માના હૃદયમાં સૃષ્ટિનિર્માણની ઇચ્છા થતાં પ્રથમ તેમાંથી 'एकोऽहं बहु स्याम्' "એક હું અનેક થાઉં" એ રીતે ઇચ્છારૂપ પ્રકૃતિનો વિસ્ફોટ થાય છે. તેથી પ્રકૃતિ ઇચ્છાનું રૂપ છે. ઇચ્છા એ માનસિક ધર્મ હોવાથી અને ઇચ્છા-રૂપ પ્રકૃતિના એક દેશમાંથી જ સ્ત્રીની ઉત્પત્તિ થવાથી સ્ત્રી-જાતિનો પણ પરમ પુરુષની સાથે માનસિક સંબંધ અર્થાત્ સૂક્ષ્મ સંબંધ(પરંપરાએ અંશાંશિભાવ હોવાથી સ્વસ્વામિભાવરૂપ) આધ્યાત્મિક દૃષ્ટિએ સહજ રહ્યો જ છે કે જેને મુક્તિ થતાં સૂધી પરિપુષ્ટ કરવા અને પ્રત્યક્ષમાં પણ ફલદાયક બનાવવા શાસ્ત્રોક્ત વિવાહવિધિથી લૌકિક પતિરૂપ (ભગવદંશાત્મક) પુરુષમાં ભૌતિક સંબંધની સાથે નિયમિત કરી પ્રકાશિત કરવામાં આવે છે. માટે જ પતિનું અવસાન થતાં સ્થૂલ સંબંધ છૂટવા છતાં પણ સ્ત્રીનો સૂક્ષ્મ સંબંધ પરમાત્મારૂપ પતિ સાથે કાયમજ રહે

છે અને તે સંબંધે વિધવા પાતિવ્રત્ય ધર્મ પાળી સંન્યાસીની માફક દિવ્ય લોકને પામે છે. તેથી શાસ્ત્રમાં સંન્યાસીધર્મ જેવો જ વિધવાધર્મ પણ બતાવ્યો છે. હારિતસંહિતામાં જણાવ્યું છે કેઃ-

केशरञ्जनताम्बूलगन्धपुष्पादिसेवनम् ।
भूषणं रङ्गवस्त्रं च कांस्यपात्रेषु भोजनम् ।
द्विवारं भोजनं चाक्ष्णोरञ्जनं वर्जयेत्सदा ॥
स्नात्वा शुक्लाम्बरधरा जितक्रोधा जितेन्द्रिया ।
न कल्पकुहका साध्वी तंद्रालस्यविवर्जिता ॥
सुनिर्मला शुभाचारा नित्यं संपूजयेद्धरिम् ।
क्षितिशायी भवेद्रात्रौ शुचौ देशे कुशोत्तरे ।
ध्यानयोगपरा नित्यं सतां संगे व्यवस्थिता ॥
तपश्चरणसंयुक्ता यावज्जीवं समाचरेत् ।
तावत्तिष्ठेन्निराहारा भवेद्यदि रजस्वला ॥

"કેશ ધારણનો શોખ, રાગ ઉત્પન્ન કરે તેવાં તામ્બૂલ અને સુગંધી પદાર્થો, સારા દાગીના, સુશોભિત રંગીન વસ્ત્રો તથા કાંસાના પાત્રમાં ભોજનનો વિધવાએ ત્યાગ કરવો. બે વખતનું ભોજન તથા નેત્રમાં અંજન વગેરે વિધવાઓને વર્જિત છે. સ્નાન કરી સફેત વસ્ત્ર ધારણ કરી, ક્રોધાદિકનો જય મેળવી, નિરંતર શ્રીહરિની સેવા સ્મરણમાં પરાયણ રહેવું. ઈન્દ્રિયોને જીતી, આલસ્યને છોડી, શુભાચાર પ્રમાણે વર્તી, રાત્રીએ પણ દર્ભની શય્યાપર શયન કરવું તથા સજ્જનના સમાગમથી શેષ સમય વ્યતીત કરવો. આવી રીતે પોતાના આખર જીવન સુધી વિધવાએ વૈધવ્યધર્મના પાલનરૂપી તપશ્ચર્યામાં રહેવું. રજસ્વલા થાય તો ઉપવાસ કરીને અપવિત્ર દિવસો ગાળવા." પૂર્વોક્ત નિયમોનું દેશકાલની સ્થિતિ મુજબ પાલન કરવું. આ સંબંધમાં વ્યાસજી આજ્ઞા કરે છે કેઃ-

अनुयाति न भर्तारं यदि दैवात्कथंचन।
तत्रापि शीलं संरक्ष्यं शीलभङ्गात्पतत्यधः॥
विधवाकबरीबंधो भर्तृबंधाय जायते।
शिरसो वपनं कार्यं तस्माद्विधवया सदा॥
एकाहारः सदा कार्यो न द्वितीयः कदाचन।
पर्य्यंकशायिनी नारी विधवा पातयेत्पतिम्।
तस्माद्भूशयनं कार्य्यं पतिलोकसमीहया।
नैवाङ्गोद्वर्तनं कार्यं न ताम्बूलस्य चर्वणम्॥
गंधद्रव्यस्य संभोगो नैव कार्यः कदाचन।
श्वेतवस्त्रं सदा धार्यमन्यथा रौरवं व्रजेत्॥
इत्येवं नियमैर्युक्ता विधवाऽपि पतिव्रता।

"વિધવા પોતાના સ્વામી સાથે અગ્નિપ્રવેશ ન કરી શકે તો પાછળથી તેણે પોતાના શીલનું રક્ષણ કરવું. શીલના ભંગથી તે નરકમાં પડે છે. વિધવાનું કેશબંધન પતિને બંધન-કારક થાય છે, તેથી તેણે મુંડન કરાવવું. પ્રમાદ તથા રાગ ન વધે તેટલા ખાતર એક વખત ભોજન કરવું. પલંગ ઉપર શયન કરનારી વિધવા પતિને નરકમાં નાખે છે. સુગંધી દ્રવ્ય-તેલ, અત્તર, સાબુ વગેરેનો ત્યાગ કરી સર્વદા રંગ વગરનું શુકલ વસ્ત્ર પહેરવું. પતિ મૃત થયા બાદ વૈધવ્ય ધર્મને પાળનારી વિધવા પણ પતિવ્રતા જ કહેવાય છે." પતિવ્રતા વિધવા શીલ વગેરે પૂર્ણ તપોબળથી પોતાના આત્માને મૃતપતિના આત્માની સાથે મેળવીને અન્તે અનન્ત આનંદનો અનુભવ લે છે. સ્વપુણ્યબળથી યા તો પતિવ્રતાના પ્રભાવથી પતિનો આત્મા ઈન્દ્રલોકમાં હોય અથવા તો બ્રહ્મલોક વગેરે ગમે તે દેવલોકમાં હોય તો ત્યાં પણ તાર વિનાની વિદ્યુત્ શક્તિ(વીજળી)ની માફક વિધવા પોતાના સતીત્વના પ્રભાવથી પતિના આત્માનો સ્પર્શ કરી તેને વિશેષ આનંદરૂપ અમૃતનું સેચન કરે છે. પૂર્વોક્ત રીતિથી સતી પૂર્ણ સતીત્વ અને દામ્પત્યપ્રેમનો અનુભવ લઈ મોક્ષ મેળવે છે. આવી આદર્શ

સતીની દશા પ્રાપ્ત કરવામાં જ આર્ય જાતિના વિવાહનો ઉચ્ચ હેતુ સફળ થાય છે. પતિના અવસાનથી સતી સ્થૂલ માયાના પ્રપંચમાંથી મુક્ત થઇ સમાધિસ્થ પુરુષ પ્રમાણે પતિદેવના અતીન્દ્રિય અલૌકિક પ્રભુમયસ્વરૂપમાં અહર્નિશ આનંદમગ્ન રહે છે.આવી રીતે વિધવા તપોમય જીવન વીતાડી દેહત્યાગ સમયે પતિરૂપમાં લીન થઇ અનુક્રમે મુક્ત થાય છે.આર્ય જાતિમાં એ જ એક પારમાર્થિક વિચારની વિશેષતા છે. પૂર્વોક્ત ગંભીર આશયને લક્ષમાં લઈ વિચારશીલ પુરુષ જરૂર એવો નિશ્ચય કરી શકે છે કે વિધવાને તેના પવિત્ર વૈધવ્યધર્મપાલનના શાસ્ત્રીય આચારવિચારમાંથી ભ્રષ્ટ કરી પુનર્લગ્ન કે નિયોગનો અનિષ્ટ વ્યવહાર પ્રચલિત કરવો એ ઉચ્ચ આર્ય જાતિ માટે અનુચિત છે.

**નિયોગ (સંતતિ માટે બીજા પુરુષના સમાગમ)નો નિષેધઃ-**

આજકાલ કેટલાક કહેવાતા સુધારકો વિદેશીય આચારમાં મુગ્ધ બની પુનર્લગ્ન તથા નિયોગને સ્ત્રીઓ માટે હિતકારક સમજી, તેને સર્વ સ્ત્રીઓના સાધારણ ધર્મરૂપે બનાવવા શાસ્ત્રના પ્રમાણોની ખોટી ખેંચતાણ કરી તેની પ્રામાણિકતા દર્શાવી, સ્ત્રી સમાજને સર્વથા અનિષ્ટ નિયોગ અને પુનર્લગ્નની અધર્મજાલમાં ફસાવવા વ્યર્થ શ્રમ ઉઠાવી રહ્યા છે. પરન્તુ શ્રુતિસ્મૃતિના તાત્પર્યનો નિર્ણય શાસ્ત્રોક્ત પદ્ધતિએ[1] કરી દેશકાળ અને પાત્રાનુસાર તે આજ્ઞાઓ યથાસંભવ અવશ્ય પાળવીપળાવવી ઉચિત છે. પૂર્વોક્ત ઉક્તિને લક્ષ્યમાં લેનારો કોઇપણ વિચારશીલ નિષ્પક્ષપાત વિદ્વાન્ આર્ય જાતિમાં પુનર્લગ્ન અને નિયોગને પ્રચલિત કરવા વ્યર્થ અનર્થકારક શ્રમ ઉઠાવે જ

---

[1] વાક્યોના તાત્પર્યનો નિર્ણય કરવા માટે શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે પદ્ધતિ બતાવી છે.

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥

નહિ. નિયોગના સંબંધમાં શ્રુતિ શું કહે છે અને સ્મૃતિકારનો આશય નિયોગનું ખંડન કરવાનો છે કે મંડન કરવાનો છે? તે નીચે લખી જણાવ્યું છે. મનુ મહારાજ સ્ત્રીઓના આપદ્ ધર્મના સંબંધમાં કહે છે કેઃ-

देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताधिगन्तव्या संतानस्य परिक्षये ॥
विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।
एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कदाचन ॥
द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ।
अनिर्वृत्तं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥
विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ।
गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम् ॥

"પોતાના પતિથી પોતાને સંતતિ ન થઇ હોય તો સ્ત્રીએ પોતાના દિયર અથવા સપિંડથી નિયોગ દ્વારા એક વાર સંતતિ મેળવવી. પરંતુ વિધવાના નિયોગ દ્વારા પ્રજોત્પત્તિ કરનાર પુરુષે ઘૃતાક્ત બની અને વાણીને નિયમમાં રાખીને એક જ સંતાનની ઉત્પત્તિ કરવી. અગર નિયોગવિધિને જાણનારા કેટલાક ઋષિઓના મત પ્રમાણે એક પુત્રથી નિયોગનું પ્રયોજન સિદ્ધ થતું નથી માટે સ્ત્રીઓને વિષે ધર્મ પ્રમાણે બીજો પુત્ર ઉત્પન્ન કરવો. પરંતુ નિયોગનું પ્રયોજન સિદ્ધ થઈ ગયા બાદ નાના ભાઇએ મોટાભાઇની સ્ત્રીસાથે માતૃભાવથી વર્તવું અને મોટા ભાઇએ નાના ભાઇની સ્ત્રીસાથે પુત્રની વહુ માફક વર્તવું. ઉપરના શ્લોકમાં નિયોગનું વિધાન બતાવીને મનુ મહારાજ પોતે જ નિયોગ વ્યવહારને પશુધર્મ કહી તેની અત્યંત નિંદા કરે છે. જેમકે

नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या कथंचन ।
अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥
नोद्वाहिकेषु मंत्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।
न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥

**अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।**
**मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥**
**समहीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा ।**
**वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥**

"દ્વિજોએ વિધવા સ્ત્રીથી અન્ય પુરુષદ્વારા નિયોગ ન કરવો. વિધવાનો નિયોગ કરવાથી સનાતનધર્મની હાનિ થાય છે. વિવાહવિધિમાં વિધવાએ પુનઃ અન્ય પુરુષનો યોગ કરવાનું લખ્યું નથી. વિદ્વાન્ દ્વિજો વિધવાના નિયોગને પશુધર્મ કહે છે. વેન રાજાના સમયમાં તેણે પોતાની જબરદસ્તીથી મનુષ્યોમાં નિયોગરૂપી અધર્મ ચલાવી વર્ણસંકર પ્રજા કરી હતી માટે જ પુરાણોમાં કોઇ કોઇ દાખલા નિયોગના સંબંધમાં દેખાય છે પણ પૂર્વોક્ત અધર્મ કેવળ પોતાની કામમુગ્ધ બુદ્ધિથી જ ચલાવેલ હતો." તેથી વિદ્વાન્ મહર્ષિઓએ વેનરાજાના અધાર્મિકોપદેશને માન ન આપતાં તેમને ધર્મરીતિથી વર્તવા કહેલું. પરંતુ રાજાએ નહિ માનતાં ઋષિઓનો તિરસ્કાર કર્યો એટલે ઋષિઓએ પોતાના તપોબળથી તેનો વિનાશ કરી ભવિષ્યકાલ માટે તેવા અધર્મની ખાસ મના કરેલી છે. આ ઇતિહાસ પુરાણોમાં મોજુદ છે. આર્ય મનુષ્ય પશુ ન હોવાથી વેનરાજાએ ચલાવેલ નિયોગ જેવા પશુધર્મનો તેમણે ત્યાગ કરવો ઉચિત છે. છતાં શિક્ષિત વર્ગ જ પૂર્વોક્ત પશુધર્મનો પ્રચાર કરવા સામાન્ય જનસમાજને પ્રેરણા કરે તો તેના જેવો બીજો ધર્મવિઘાતક મનુષ્ય કોણ કહેવાય! નિયોગથી થતા લાભાલાભનો લાંબો વિચાર કરી અર્વાચીન સુજ્ઞ મહાશયોએ સર્વથા આર્યજાતિ માટે તેમનો અનાદર જ કરવો જોઇએ. વિધવાના નિયોગનો નિષેધ કરવાથી જ પતિમતી સ્ત્રીને પણ અન્યપુરુષદ્વારા સંતાન ઉત્પન્ન કરવાના નિયોગનો નિષેધ પોતાની મેળે જ થઇ જાય છે. કારણ કે, પતિમતી પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિસિવાય અન્ય પુરુષ

સાથે સંતાન વગેરે કોઇ પણ પ્રકારના લોભથી સમાગમ કરવો એ પતિવ્રતાધર્મમાં સ્પષ્ટ નિષિદ્ધ જ કહેલ છે. નિયોગના નિષેધ વિષયમાં આ સ્થળે આપ્યા સિવાયના બીજા પણ અનેક પ્રમાણો શાસ્ત્રોમાં છે. પરંતુ સ્થળસંકોચથી આ સ્થળે ઉપયોગ પૂરતાં જ આપવામાં આવ્યાં છે. હવે પ્રમાણપક્ષને બાજુએ રાખી વ્યવહારદૃષ્ટિથી પણ નિયોગના સંબંધમાં વિચાર કરવામાં આવે તો પણ ધર્મશીલ આર્યજાતિ માટે નિયોગ જેવો કામમૂલક અશિષ્ટ વ્યવહાર સર્વથા અનુચિત જ છે. જો કે આપણા રામાયણ તથા મહાભારત વગેરે પ્રાચીન ઇતિહાસ ગ્રન્થોમાં ધૃતરાષ્ટ્ર, પાંડુ તથા વિદુર, વગેરેની ઉત્પત્તિના વિષયમાં નિયોગનો વ્યવહાર સ્પષ્ટ જણાય છે. પરંતુ તેવાં યુગાંતરના વ્યવહારનાં દૃષ્ટાન્તો આ યુગમાં ઘટાવી શકાય નહિ. પ્રાચીનકાલમાં આજના કરતાં મનુષ્યોમાં પ્રકૃતિનો સંયમ ઘણે અંશે વિશેષ હતો અને તે સમયના લોકો તે તે ધર્મના નિયમો યથાર્થ રીતે પાળી શકતા હોવાથી આવશ્યક પ્રસંગે જ અગતિથી તેવો વ્યવહાર આચરતા. નિયોગવિધિના જે જે નિયમો પ્રથમ દર્શાવ્યા છે તે નિયમો છોડીને જો કોઇ વર્તે, તો તેના સંબંધમાં શ્રીમનુએ એવી આજ્ઞા કરી છે કે,

> **नियुक्तौ तु विधिं हित्वा वर्तेयातां तु कामतः ।**
> **तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥**

"જેમનો નિયોગ કરવામાં આવ્યો હોય એવાં તે બંને સ્ત્રીપુરુષો શાસ્ત્રના વિધિનો ત્યાગ કરી ઇચ્છાપ્રમાણે વર્તે, તો બંને પુત્રની વહુ સાથે અને ગુરુની પત્ની સાથે ગમન કરનારાં તરીકે ગણાઇ પતિત થાય છે." માટે જ વર્તમાનયુગમાં તો પૂર્વયુગનાં મનુષ્યો જેવી સંયમશક્તિનો અભાવ હોવાથી સ્મૃતિકારોએ **युगह्रासादशक्योऽयं कर्तुमन्यैर्नराधिप ॥ (बृ. स्मृ.)**" બીજા યુગમાં શક્તિક્ષીણ હોવાથી હે રાજન્! આ નિયોગ અન્યથી થવો

અશક્ય છે.” ઇત્યાદિક વચનોથી કલિયુગમાં નિયોગવિધિનો સ્પષ્ટ નિષેધ જ કર્યો છે.

પુનર્લગ્નનો નિષેધ

તેમ જ પુનર્લગ્નના વિષયમાં કેટલાંક શાસ્ત્રવચનોનો પણ ખોટો અર્થ કરી તેમને પુનર્લગ્નના પ્રમાણો તરીકે બતાવે છે. જેમકે:

**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।**
**पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥** (प. स्मृ.)

આ શ્લોકનો ખરો અર્થ એ છે કે, “પતિ પરદેશ વગેરે જવાથી ખોવાઇ ગયો હોય, મરી ગયો હોય, સંન્યાસી થયો હોય, રોગાદિ કારણવશાત્ નપુંસક થઇ ગયો હોય અગર પતિત થઇ (વટલી) ગયો હોય અર્થાત્ આ પાંચ પ્રકારની આપત્તિમાંથી કોઇ પણ પ્રકારની આપત્તિ આવતાં સ્ત્રીએ પોતાના ભરણપોષણ માટે કોઇપણ પાલકનો આશ્રય કરવો.” આવા પ્રકારનો જ આ શ્લોકનો સત્ય અર્થ છે. છતાં પુનર્લગ્નના હિમાયતીઓ પરણેલો પતિ મરી જાય અગર પાંચમાંથી બીજી કોઇ પણ પ્રકારની આપત્તિ આવે, તો સ્ત્રીઓએ બીજો પતિ પરણવો એવો અનર્થ કરે છે. પરન્તુ મેધાતિથિ વગેરેનો ખાસ એવો અભિપ્રાય છે કે આ શ્લોક સ્ત્રીઓના આપદ્ધર્મમાં હોવાથી જેનો પતિ મરણ પામ્યો હોય કે નષ્ટ વગેરે દશાને પ્રાપ્ત થયો હોય, તેણે પોતાની આપત્તિ વખતે પાલન કરનારનો આશ્રય કરવો; નહિ કે બીજો પતિ પરણવો, સિવાય નંદન તથા ભટ્ટોજી દીક્ષિતનો એવો મત છે કે વેશવાળ કરેલા પતિની મરણ વગેરે દશા થતાં અર્થાત્ તેવા પ્રકારની પાંચમાંથી કોઇ પ્રકારની પણ આપત્તિ આવતાં બીજો પતિ સ્ત્રીએ પરણવો પરંતુ પરણેતર પતિનું મરણ વગેરે થવાથી બીજા પતિની સાથે લગ્ન તો ન જ કરવાં.[1]

[1] આ પ્રમાણે ઔપચારિક પતિના અર્થમાં પતિ શબ્દનો પ્રયોગ કરવાથીજ શ્લોકમાં કહેલા પતિ શબ્દની ઘિસંજ્ઞા થતાં पतौ એવું રૂપ થઇ શકે છે.

તેમજ નારદ સ્મૃતિમાં તો ઉપક્રમોપસંહાર(શરુઆત અને છેવટ) જોતાં આ શ્લોક નિયોગવિધિને લાગુ પડતો સ્પષ્ટ સમજાય છે. એટલે આ શ્લોકમાં જણાવેલી પાંચ પ્રકારની આપત્તિઓમાં જો પુત્ર ન હોય, તો વંશરક્ષા માટે, બીજા યુગમાં નિયોગવિધિ પૂરતો જ અન્ય પતિ કરવાની સંમતિ આપવામાં આવી હતી. પરંતુ આ કલિયુગમાં તો નિયોગવિધિનો સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે તે પ્રથમ સપ્રમાણ કહેવાઈ ગયું છે. (જુઓ પૃ.૭૯--૮૧) આ પ્રકારે नष्टे मृते० એ શ્લોકમાં જણાવેલી આપત્તિઓના પ્રસંગમાં અન્ય પણ પ્રાચીન અનેક ઋષિઓ અને પંડિતોએ વેદોક્ત મૂલ સિદ્ધાન્ત[1] સતીધર્મને બાધ ન આવે તે પ્રમાણે જીવિકા કે સંતાન માટે ભિન્નભિન્ન માર્ગો દર્શાવ્યા છે[2] પરંતુ

---

૧ વેદમાં પુનર્વિવાહનો વિધિ નથી, પણ નિષેધ કર્યો છે તે આગળ કહ્યું છે. જુઓ પૃ૦ ૮૭

૨ કારણ કે ધર્મશાસ્ત્રકારોએ પતિના અભાવે સ્ત્રીઓને જે જે સંકટો પ્રાપ્ત થાય છે, તેમાં બે પ્રકારનાં સંકટો (આપત્તિઓ)ને મુખ્ય માનેલાં છે. ૧ અન્નવસ્ત્રનો અભાવ, ૨ વંશરક્ષક સંતાનનો અભાવ. આ બે સંકટોમાંથી સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરી તેઓનું ઐહિક સુખ સાથે પારલૌકિક શ્રેય સાધવા માટે જ, તેઓના અન્ય ધર્મોની માફક આપદ્ધર્મો પણ બતાવ્યા છે. નહિ કે આત્મકલ્યાણને હાનિ પહોંચે તેવી રીતે માત્ર લૌકિક સુખનો જ લાભ આપવા મહામુનિઓની પ્રવૃત્તિ ઘટી શકે છે. પતિને અભાવે પહેલું સંકટ આવી પડે તો સ્ત્રી અનિંદિત કલા (કારીગરી)થી પોતે સ્વતંત્ર રીતે જીવિકા ચલાવે અગર પાલક તરીકે બીજા પુરુષનો આશ્રય લઈ તેના ગૃહનું નિર્દોષ કાર્ય કરી ગુજારો કરે; અને બીજું સંકટ પ્રાપ્ત થાય તો પોતાના સંપૂર્ણ વંશની રક્ષા માટે ઘણું કરીને પુત્રિકા પુત્ર કે દત્તક ન મળે તોજ વંશના વડીલોની આજ્ઞાથી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નિયોગદ્વારા ૧-૨ પુત્રો મેળવવા પૂરતો જ અન્ય પુરુષનો આશ્રય લેવો (એવો પાક્ષિક માર્ગ છે કે જેના સંબંધમાં અમે પ્રથમ સવિસ્તર કહી ગયા છીએ. જુઓ પૃ૦ ૭૭-૮૧)

આ પ્રમાણે પારમાર્થિક શ્રેયને ક્ષતિ ન પહોંચે અને તેઓનાથી તપશ્ચર્યા, સંયમશક્તિ, અને માનસિક પતિપ્રેમનું પરિશીલન યથાવત્ થઈ શકે એવા

"સપ્તપદી થયા બાદ પૂર્વોક્ત કોઇ પણ પ્રકારની આપત્તિ આવે તો પણ પુનર્વિવાહ નહિ કરવામાં જ ઉચ્ચ જાતિની સ્ત્રીઓનું શ્રેય સમાયલું છે, એ વિષયમાં સર્વે એકમત છે[1] છતાં આજના કહેવાતા સુધારકો કેટલાક સ્મૃતિવાક્યોના આ પ્રધાન તાત્પર્યથી વિપરીત અર્થો કરી રહ્યા છે તે એક પ્રકારની ઉચ્છૃંખલતાજ છે.[2] વળી કેટલાક એમ તો મનથી કબૂલ કરે છે કે જે સ્ત્રી મ્હોટીઉંમરની થઇ ગઇ હોય, સંતાનો પણ થયાં હોય અને અન્નવસ્ત્રનું પણ કષ્ટ ન હોય તેવી, સ્ત્રીઓનાં પુનર્લગ્ન કરવાં ઇચ્છવા યોગ્ય નથી. પરંતુ અક્ષતયોનિ વિધવાના લગ્ન વૈદિક વિધિ પૂર્વક ફરીને બીજા પુરુષ સાથે કરવામાં કોઇ પણ પ્રકારનો બાધ નથી એમ માની તેમાં પ્રમાણરૂપે નીચેના શ્લોકો આપે છેઃ-

---

દષ્ટિબિન્દુથીજ, (નહિ કે, કામવાસનાની વૃદ્ધિ કરવાના હેતુથી) ઉપર જણાવેલી આપત્તિઓને પ્રસંગે સ્ત્રીઓએ ગ્રહણ કરવા યોગ્ય ધર્મ્ય માર્ગો દર્શાવ્યા છે. તે પૈકી જો સપ્તપદીના વિધિથી પહેલાં ગૌણ (વિશવાળ કરેલા) પતિના સંબંધમાં પૂર્વોક્ત વિપત્તિઓ આવી હોય, તો વિધિપુરઃસર બીજા પુરુષ સાથે વિવાહ કરવો એમ પણ અનેકત્ર કહ્યું છે. ઇત્યાદિ અભિપ્રાયવાળા સર્વે સ્મૃતિ વાક્યોના શ્લોકો કે જેઓમાં કોઈ કોઈ શબ્દોના અર્થો તો માત્ર અજ્ઞાનતાથી ખોટા કરવામાં આવે છે, તે સર્વનો સંગ્રહ કરી આ લઘુગ્રન્થમાં વિસ્તાર ન કરતાં પુનર્લગ્નના પક્ષકારો જે (नष्टे मृते० ઇત્યાદિ) સ્મૃતિ વાક્યોને સ્વમતમાં મુખ્ય આધારરૂપ માને છે તેમાંથી દિગ્દર્શન માત્ર કરાવવું વ્યાજબી જણાયું છે.

૧ અને જો કોઈ સ્મૃતિ વેદથી વિરુદ્ધ ભાસતી હોય તો તેની ઉપેક્ષા કરવાનો મહર્ષિ જૈમિનિએ મીમાંસા દર્શનમાં નિર્ણય કર્યો છે. યથાઃ-
विरोधे त्वनपेक्ष्यं स्यादसति ह्यनुमानम् ॥

૨ માટે મી૦ ગૌરે હિંદુ સ્ત્રીસમાજના માત્ર લૌકિક હિતાભાસને આગળ કરી ઉપર બતાવેલી નારદાદિ સ્મૃતિવાક્યોની પૂર્વાપર સંગતિ કર્યા સિવાય પણ પુનર્વિવાહના વિધાનમાં તેને આધારરૂપે બતાવી છૂટાછેડા કરવાની કુરીતિને રાજકીય નિયમરૂપે ઠરાવવા જે પ્રયાસ કર્યો છે, તેનાથી સમસ્ત ધર્મનિષ્ઠ હિંદુ પ્રજાએ પ્રમાદને ત્યાગી સાવધાન રહેવાની ઘણી જ આવશ્યકતા છે.

**या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ १७५ ॥**
**सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागताऽपि वा ।**
**पौनर्भवेण भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥ १७६ ॥**

"જે સ્ત્રી પતિએ તજેલી હોય અગર વિધવા હોય, તે પોતાની ઇચ્છાથી સ્વજાતિના પુરુષ સાથે નાતરું કરી જે પુત્ર ઉત્પન્ન કરે તે પુત્ર "પૌનર્ભવ" કહેવાય છે. (૧૭૫) પતિએ મૂકી દીધેલી અગર વિધવા સ્ત્રી 'અક્ષતયોનિ' એટલે રજસ્વલા ન થઇ હોય કે પુરુષ સંસર્ગમાં ન આવી હોય, તો તે પ્રાયશ્ચિત્તપૂર્વક બીજા પૌનર્ભવ પુરુષ સાથે સંસ્કારને યોગ્ય છે. તેમ જ જે કન્યા વેશવાળ કરેલો પતિ તદ્દન બાળક હોવાથી બીજા પુરુષ જોડે પરણી હોય, અને ફરી પોતાના તેજ વાગ્દાનવાળા પતિના ઘરમાં રહેવા માગે, તો તે પણ અક્ષતયોનિ હોય, તોજ પ્રાયશ્ચિત્તપૂર્વક ફરી સંસ્કાર કરવા યોગ્ય થાયછે.[1] (૧૭૬)

શ્રીમનુનાં આ વાક્યો ઉપરથી શાસ્ત્રમાં પુનર્વિવાહનો વિધિ હોવાનું જો કોઈ માનતું હોય તો તે ભૂલભરેલું છે; કારણ કે, આ શ્લોકો મનુસ્મૃતિના ૯ અધ્યાયના દાયવિભાગ પ્રકરણમાં આવેલા છે. તેમાં કોઇ પુરુષના અનેક પ્રકારના પુત્રો હોય તો પિતાની મિલ્કતનો વારસો લેવા અને ધર્મક્રિયા માટે કેટલા પ્રકારના પુત્રો યોગ્ય થઇ શકે છે તે વિષયમાં મનુ મહારાજે શ્લોક ૧૫૯ માં[2] બાર પ્રકારના પુત્રો પૈકી (૧) ઔરસ પોતાની જાતિની પરણેલી સ્ત્રીમાં જન્મેલો, (૨) ક્ષેત્રજ–શાસ્ત્રવિધિ પ્રમાણે નિયોગથી થયેલો, (૩) દત્ત–વિધિથી દત્તક લીધેલો,

---

૧ કોઇ ટીકાકારનો એવો પણ અભિપ્રાય છે કે 'પહેલા શ્લોકમાં બતાવેલા પૌનર્ભવ લક્ષણવાળા પુરુષની સાથે જ બીજા શ્લોકમાં કહેલા લક્ષણવાળી સ્ત્રી પુનઃસંસ્કારને યોગ્ય છે.

૨ औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ।
गूढोत्पन्नोऽपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥

(૪) કૃત્રિમ–પુત્ર તરીકે માની લીધેલો, (૫) ગૂઢોત્પન્ન–ગુપ્ત રીતે જન્મેલો, (૬) અપવિદ્ધ–માતા પિતાએ તજવાથી પોતે સ્વીકારેલો, એ છ પ્રકારના પુત્રોને દાયાદો એટલે મિલ્કતનો ભાગ લેનારા અને બાન્ધવો એટલે પિંડ તથા જલ આપવા યોગ્ય છે; એમ કહી, પછી ૧૬૦ મા[1] શ્લોકમાં (૭) કાનીન–વગર પરણેલી કન્યાથી થયેલો, (૮) સહોઢ–ગર્ભવતી થઈને પરણેલી સ્ત્રીથી અવતરેલો, (૯) ક્રીત–વેચાતો લીધેલો, (૧૦) પૌનર્ભવ–નાતરાંવાળી સ્ત્રીથી જન્મેલો, (૧૧) સ્વયંદત્ત–પોતાની મેળે આવેલો, (૧૨) શૌદ્ર–શૂદ્ર જાતિની સ્ત્રીને થયેલો, આ છ પ્રકારના પુત્રોને અદાયાદો એટલે મિલ્કતનો ભાગ ન લેનારા અને અબાન્ધવો[2] એટલે પિંડ તથા જલ આપવા અયોગ્ય છે એમ જણાવી, બાદ દરેક પ્રકારના પુત્રોનાં ક્રમાનુસાર ભિન્નભિન્ન લક્ષણો કહેતાં ઉપર બતાવેલા ૧૭૫ મા શ્લોકમાં 'પૌનર્ભવ' નામના પુત્રનું લક્ષણ કહ્યું છે અને તે પછીના શ્લોકમાં પ્રસંગવશાત્ પરસ્ત્રી સાથે નાતરું કરનાર પતિને પણ 'પૌનર્ભવ' તરીકે તેમજ નાતરું કરનારી સ્ત્રીને પણ પુનર્ભૂ તરીકે માનવાનું સૂચન કરેલું છે કે જે ત્રણેને ધર્મક્રિયાઓ માટે શાસ્ત્રમાં પ્રશસ્ત માનેલા નથી. અર્થાત્ જેમ સ્મૃતિઓમાં પૌનર્ભવ આદિ પુત્રોને ઔરસ આદિ ઉત્તમ કોટિના પુત્રો હોય, તો પિતાની મિલ્કત અને પિંડદાનાદિ ધર્મક્રિયાથી બાદ[3] કરવામાં

---

१ कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ।
स्वयंदत्तश्च शौद्रश्च षडदायादबांधवाः ॥

૨ કેટલાક અદાયાદ બાંધવ આવો પદ વિભાગ કરી કાનીનાદિ છ પ્રકારના પુત્રો વારસો ન લઈ શકે પણ પિતાને જલ વગેરે આપી શકે છે એવો પણ અર્થ કરે છે.

३ "औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ।
दशाऽपरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः ।
श्रेयसः श्रेयसोऽलाभे पापीयान्रिक्थमर्हति" । म. स्मृ.
"पूर्वः पूर्वः स्मृतः श्रेयाञ्जघन्यो यो य उत्तरः" । ना. स्मृ.
"पिण्डदोंऽशहरश्चैव पूर्वाऽभावे परः परः" । या. स्मृ.

આવેલા છે; અને કલિયુગમાં તો ઔરસ વગેરે ઉત્તમ કોટિના પુત્રો ન હોય, તો પણ 'પૌનર્ભવ' ઇત્યાદિ હીન કોટિના પુત્રોને દાયભાગ તથા પિંડદાનાદિ ધર્મક્રિયા માટે પુત્રના પ્રતિનિધિ તરીકે ગ્રહણ કરવાનો નિષેધ કરેલો છે; યથા–

**दत्तौरसेतरेषां तु पुत्रत्वे न परिग्रहः ।**
**( निर्णयसिन्धौ हेमाद्रावादित्यपुराणे )**

"દત્તક તથા ઔરસ સિવાયનું પુત્રને સ્થાને ગ્રહણ ન કરવું" તેમાં વળી બ્રાહ્મણ જાતિનો જો કોઇ આવો 'પૌનર્ભવ' (નાતરાંનો પુત્ર) હોય તો શ્રાદ્ધ ભોજનમાં અને ધાર્મિક દાનવ્યવહારમાં પણ **વીર મિત્રોદય ગ્રન્થને** વિષે "**पौनर्भवश्च काणश्च**" "**तथा पौनर्भवे द्विजे**" ઇત્યાદિ વચનોનાં પ્રમાણથી અયોગ્ય મનાયલો છે. તે જ પ્રકારે એક વખત બીજા સાથે પરણેલી સ્ત્રી જોડે ફરી નાતરું કરનાર પતિને પણ "**परपूर्वा पतिस्तथा**" (મ. સ્મૃ. અ. ૩) ઇત્યાદિ વાક્યોથી '**अपाङ्क्तेय**' (પંક્તિમાં બેસવા અયોગ્ય) ગણી શ્રાદ્ધ ભોજનમાં ખાસ તજી દેવાની શ્રીમનુ વગેરેએ આજ્ઞા કરેલી છે. તેમ જ બીજા પુરુષ જોડે ફરી સંસ્કાર કરનારી વિધવા સ્ત્રી પણ પછી ભલે ક્ષતયોનિ અગર અક્ષતયોનિ હોય, તો પણ તે **પુનર્ભૂ** તરીકે મનાયાથી દૂષિત[1] હોતાં તેને અગર તેની કન્યાને ગ્રહણ કરનાર પુરુષ ધર્મ, કે ધર્મનિષ્ઠ સંતતિને પ્રાપ્ત કરી શકતો નથી એમ ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે.[2] આ ઉપરથી ખુલ્લી રીતે એમ

---

१ "अक्षता च क्षताचैव पुनर्भूः संस्कृता पुनः" (या. स्मृ.)
"कन्यैवाऽक्षतयोनिर्या पाणिग्रहणदूषिता ।
पुनर्भूः प्रथमा प्रोक्ता पुनः संस्कारमर्हति ॥" ( ना. स्मृ. )

२ 'सप्तविधा पुनर्भूस्तां गृहीत्वा न प्रजां न धर्मं विन्देत' ( बौधायनः )
"पुनर्भूप्रसवा च या । इत्येताः कश्यपेनोक्ता दहन्ति कुलमग्निवत्"
(कश्यपः)

સમજાય છે કે પ્રથમ દર્શાવેલા મનુસ્મૃતિના શ્લોકો અને આવા જ પ્રકારના બીજી કોઇ સ્મૃતિઓના શ્લોકો પુનર્વિવાહનું પ્રતિપાદન કરી તેની ઉત્તમતા દર્શાવનારા નથી કિંતુ તેમાં ભાગ લેનાર સ્ત્રી-પુરુષ અને તેનાથી થયેલાં સંતાનોની સાથે પણ અધમતા સિદ્ધ કરનારા જ છે.

એજ હેતુથી શાસ્ત્રમાં કલિયુગની અંદર સર્વથા પુનર્વિવાહનો નિષેધ[1] કરવામાં આવ્યો છે. વળી કેટલાક એવો આક્ષેપ કરે છે કે સ્મૃતિ તથા પુરાણોમાં કદાચિત્ પુનર્લગ્નને યોગ્ય ન માનેલું હોય, પરંતુ વેદમંત્રોમાં તો પુનર્લગ્નનો કોઇ પણ સ્થલે નિષેધ કરવામાં આવ્યો નથીજ. આ માન્યતા પણ તેઓનામાં વેદજ્ઞાન કેટલું છે તેની પ્રત્યક્ષ તુલના કરાવી આપે છે; કારણ કે, **तै. सं. प्र. ६ कां. ६ अ. ४** માં એવી શ્રુતિ છે કે "**यदेकस्मिन्यूपे द्वे रशने परिव्ययति, तस्मादेको द्वे जाये विन्दते । यन्नैकां रशनां द्वयोर्यूपयोः परिव्ययति, तस्मान्नैका द्वौ पती विन्दते।**" "જેમ એક યજ્ઞસ્તંભમાં પશુ બાંધવાની બે દોરીઓ વીંટે છે, તેમ એક પુરુષ બે(વાર) પત્નીને મેળવે છે, જેમ બે સ્તંભમાં એક દોરીને બાંધતા નથી

---

[1] देवरेण सुतोत्पत्तिर्दत्ता कन्या न दीयते ।
न यज्ञे गोवधः कार्यो कलौ न च कमण्डलः ॥ क्रतुः
स्त्रीणां पुनर्विवाहस्तु देवरात्पुत्रसंततिः ।
स्वातन्त्र्यं वा कलियुगे न कर्तव्यं कदाचन ॥ ब्र. पु.

ઉપલા શ્લોકોમાં પુનર્વિવાહનો કલિયુગમાં નિષેધ કરેલો હોવાથી બીજા યુગમાં તે પ્રશસ્ત હતો એમ માનવાનું નથી. કારણ કે જેમ પરદારગમન સર્વદા નિષિદ્ધ છતાં વ્રતને અંગે કહેલાં परान्नं च परद्रोहं परदारागमं तथा (बृ. ना. पु.) ઇત્યાદિ પરસ્ત્રીગમન વગેરેના નિષેધ વાક્યો વ્રતમાં પરસ્ત્રીગમન વગેરે વિશેષ પાપજનક હોવાનું જણાવે છે, તેમ પુનર્વિવાહ યુગાન્તરમાં નિન્દ્ય છતાં કલિયુગમાં વિશેષ નિન્દ્ય મનાવવા માટે જ કલિવર્જ્ય પ્રકરણમાં પુનર્વિવાહનો નિષેધાનુવાદ કરવામાં આવ્યો છે.

તેમ એક સ્ત્રી બે (વાર) પતિને મેળવી શકતી નથી.[1] આ પ્રમાણે અનેક શ્રુતિઓમાં સ્ત્રીને બીજો પતિ કરવાનો નિષેધ કરવામાં આવ્યો છે.[2] એટલું જ નહિ પણ કન્યાનો એક વખત વૈદિક વિધિથી વિવાહ થયા બાદ વિવાહિત સ્ત્રી પતિના મૃત્યુથી તે

---

૧ આ શ્રુતિનું તાત્પર્ય યુગપત્ (એકી સાથે) બે પતિ નિષેધ કરવામાં હોય તો સ્મૃતિકારો તે કેમ પ્રદર્શિત ન કરે અને તેઓને તપોબળથી જેટલું શ્રુતિના તાત્પર્યનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેટલું જ્ઞાન અન્યને થવું તદ્દન અશક્ય છે.

૨ કદાચિત્ પુનર્લગ્નના કેટલાક પક્ષકારો "दशास्यां पुत्रानाधेहि पतिमेकादशं कृधि । આ મંત્રમાં पतिम् एकादशम् એ શબ્દોનો 'અગ્યાર પતિ, એવો અર્થ કરી વૈદિક રીત્યા પુનર્વિવાહનું વિધાન કરવામાં આવ્યું છે એમ માનતા હોય, તો તે પણ તેની સંપૂર્ણ ભૂલ છે; કારણ કે, તે મંત્રમાં વ્યાકરણના નિયમ પ્રમાણે एकादशम्નો અર્થ 'અગ્યાર' નહિ, પણ પૂરણાર્થક પ્રત્યય અંતે હોવાથી 'અગ્યારમો' એ પ્રમાણે જ થઇ શકે છે અને તેથી સંપૂર્ણ મંત્રનો ભાવાર્થ એવો છે કે, "હે વર! આ સ્ત્રીને વિષે તું દશ પુત્રો ઉત્પન્ન કર અને હે વધૂ ! તું દશ પુત્ર અને અગ્યારમો પતિ એવા વિશાલ કુટુંબ વાળી થા, આ પ્રકારે વિવાહ પછી પૂજ્યોને પ્રણામ કરનાર બંને વરવધૂને પૂજ્યોનો આશીર્વાદ મળે છે. તેમાં જો એકાદશ શબ્દને સંખ્યાવાચક માની, અગ્યાર પતિ તું કર, એવા ભાવથી આશીર્વાદ આપવામાં આવે તો, શરૂઆતથી જ વરવધૂના વડીલો તેમનું કેવું ભલું ઇચ્છનારા ગણાય? અને એવો આશીર્વાદ સંભવે કે નહિ તે ખુલ્લું છે.

તેમજ उदीर्ष्व नार्यभिजीवलोकमितासुमेतमुपशेष एहि ।
हस्तग्राभस्य दिधिषोस्त्वमेतत्पत्युर्जनित्वमभिसंबभूव ॥

"હે નારિ ! આ જીવ લોક તરફ જોઇને ઉઠ અને આવ. પ્રાણરહિત થયેલા આ પતિ પાસે તું સૂતેલી છો (આ જન્મમાં) તારો હસ્તગ્રહણ કરનાર અને (જન્માન્તરમાં તારી જ સાથે) ફરી લગ્ન કરવાની ઇચ્છાવાળા કે તારા ધૈર્યનો નાશ કરનારા ( दिधिं-धैर्यं स्यतीति दिधुषुः ) આ પતિની ભાર્યારૂપે ઉત્પન્ન થયેલી છો" આ મંત્ર મૃત પતિની પાછળ સતી થનારી સ્ત્રીને તેનો પુત્ર, દિયર, અગર વૃદ્ધ નોકર ચિતામાંથી ઉઠાડે છે ત્યારે બોલવાનો છે. આની અંદર દિધિષુ શબ્દનો અર્થ 'વિધવાનો પતિ' એ પ્રમાણે કરી માત્ર તે ઉપરથી વેદમાં પુનર્વિવાહ હોવાનું તેના પક્ષકારો માનતા હોય, તો તે પણ આપાતરમણીય છે; કારણ કે, ચિતામાંથી ઉઠયા પહેલાં બીજો પતિ તેનો સંભવતો નથી અને કદાચિત્ ભવિષ્યના બીજા પતિને ઉદ્દેશીને તેમ કહેવામાં આવ્યું હોય, તો 'हस्तग्राभस्य' (હસ્ત ગ્રહણ કરનારો) ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ વ્યર્થ ઠરે છે.

વિધવા થતાં તેમને, અગર વિવાહિત સ્ત્રીને પોતાના પતિની જીવિત અવસ્થામાંજ તેમનો ત્યાગ કરી, બીજા પુરુષ સાથે વૈદિક વિધિથી પુનર્વિવાહ કરવાનો વિધિ શાસ્ત્રમાં નથી જ. કારણ કે તેવા વિધિ માટે વૈદિક મંત્રો કોઈ સ્થલે પણ જોવામાં આવતા નથી. માટેજ મનુજી કહે છે કે न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥ (म. स्मृ. અ. ૯) અર્થાત્ વિધવા સ્ત્રીને પુનર્વિવાહ કરવાનું વિવાહ વિધિમાં કહેલું નથી. તેમજ

पाणिग्रहणिका मंत्राः कन्यास्वेव प्रतिष्ठिताः ।
नाऽकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ।
पाणिग्रहणिका मंत्रा नियतं दारलक्षणम् ।
तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥ (म. स्मृ. अ. ८.)

---

કારણ કે જો આ જન્મમાં જ વિધવાનો બીજો પતિ કરવાનો મન્ત્રાભિપ્રાય હોય તો હસ્તગ્રહણ કરનાર વગેરે અર્થ ભિન્ન શબ્દોથી પ્રદર્શિત કરવાની કાંઇ પણ જરૂર નથી રહેતી. અતઃ 'આ જન્મમાં જ હસ્ત ગ્રહણ કરનારા પતિની સાથે જ જન્માન્તરમાં પણ ફરી લગ્ન કરી જાયા રૂપે જોડાવા તું ઉત્પન્ન થઈ છો, આવો મુખ્ય સતી ધર્મ દર્શાવવા માટે જ हस्तग्राभस्य, एतत्, जनित्वम् એ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને તેથી દિધિષુ શબ્દનો અર્થ વિધવાનો પતિ એવો નહિ કરતાં પૂર્વોક્ત રીતે કરવો યોગ્ય છે. મહર્ષિ વ્યાસજીએ પણ વિધવાપતિ સિવાયના અર્થમાં દિધિષુ શબ્દનો પ્રયોગ શ્રીમદ્ભાગવતના નવમ સ્કંધની અંદર કરેલો છે. યથા ब्राह्मणी वीक्ष्य दिधिषुं पुरुषादेन भक्षितम्। જ્યારે શાપથી રાક્ષસ બનેલા સૌદાસ રાજાએ ક્રીડાપરાયણ વિપ્રદમ્પતીમાંથી પુરુષનું ભક્ષણ કર્યું છે તે પ્રસંગનું આ વાક્ય છે. આ સ્થળે દિધિષુનો અર્થ ગર્ભધારણ કરનાર એવો જ સંભવે છે અને તેવોજ અર્થ સર્વ ટીકાકારોએ કરેલો છે. માટે દિધિષુ શબ્દનો અર્થ વિધવા પતિ જ થઇ શકે છે એમ કહેવાનું કારણ માત્ર અજ્ઞાન અને દુરાગ્રહજ છે. તેમ જ લૌકિક દૃષ્ટિએ પણ સતી–પતિવ્રતા સ્ત્રીને તેનો પુત્ર વગેરે પુનર્લગ્ન કરવાનું ચિતા પાસે જ કહે તે પણ તદ્દન ગ્લાનિજનક છે માટે માત્ર દિધિષુ શબ્દના ગ્રહણ ઉપરથી પુનર્વિવાહને વૈદિક-માનવો અશક્યજ છે. આવી રીતે બીજા પણ કોઇ કોઇ મંત્રમાં શબ્દોના વિપ-રીત અર્થો કરી પુનર્વિવાહને વૈદિક મનાવવા દુષ્ટ પ્રયત્નો થયા છે. પરંતુ તેનું સવિસ્તર ખંડન સમર્થ વિદ્વાનો તરફથી વ્યાખ્યાનો અને ગ્રન્થોદ્વારા કરવામાં આવ્યું છે, જેથી અહીં તેનો વિસ્તાર કરવો અમોને ઇષ્ટ લાગતો નથી.

"પાણિગ્રહણ કરવાના મંત્રોનો ઉપયોગ કન્યાપણાના ધર્મનો લોપ થયો હોય તેવી અકન્યાઓમાં થઇ શકતો નથી. કારણ કે, તેમનો પ્રથમ એકવખત વિવાહ થઇ જવાથી તે લુપ્ત ધર્મવાળી મનાય છે. વિવાહવિધિના તમામ મંત્રો સ્ત્રીઓના પતિની સાથે ભાર્યાપણાના નિશ્ચય કરનારા છે અને પોતાના પતિની સાથે તેવું ભાર્યાપણું जायापतित्वं सप्तमे पदे એ લઘુહારીતના વચનાનુસાર સપ્તપદીના સાતમાં પદમાં સિદ્ધ થવાનું વિદ્વાનોએ માનવું જોઇએ." અર્થાત્ સપ્તપદી થયા પછી સ્ત્રી પોતાની પ્રતિજ્ઞાઓ તેમ જ દેવબ્રાહ્મણોની સાક્ષીથી પોતાના પતિની ભાર્યા થાય છે અને તેથી તેનું કન્યાપણું નષ્ટ થાય છે.[1] મનુજીના ઉપરના

---

૧ માટેજ અક્ષત યોનિ વિધવાનું પણ સપ્તપદી થયા બાદ કન્યાત્વ ન રહેવાથી ઉત્તરક્રિયા તથા આશૌચાદિ વિષયક ધર્મશાસ્ત્રના વિધિ નિષેધો પણ તેને કુમારી (કન્યા)ની માફક લાગૂ કરવામાં આવતા નથી કિન્તુ ભાર્યા માનીને જ ઉપનીત પુરુષવત્ સર્વ શાસ્ત્રીય નિયમો (ઉત્તર ક્રિયા તથા અશૌચ વગેરે) તેને પ્રાપ્ત કરાવવામાં આવે છે અતએવ અક્ષતયોનિ બાલ વિધવાને વિષે જે "यथा कन्या तथैव सा" (ना.स्मृ.) ઇત્યાદિ વાક્યોથી કન્યાત્વ ધર્મનો અતિદેશ કરવામાં આવે છે તે વાસ્તવિક કન્યાત્વ નહિ પણ માત્ર આરોપિત કન્યાત્વજ સમજવાનું છે અને તેને અંગે જે "पुनः संस्कारमर्हति" ઇત્યાદિ વાક્યોવડે ફરી સંસ્કારની સૂચના કરવામાં આવી છે તે પણ રાગ પ્રાપ્ત પુનઃ સંસ્કારના અનુવાદ રૂપે હોવાથી તેવાં વાક્યોનું તાત્પર્ય પણ એક પ્રકારની નિયન્ત્રણા કરવામાં જ છે અને તેથી તેવા સંસ્કારને "पौनर्भवेन विधिना" એ બૌધાયન ઋષિના વચન પ્રમાણે એક જૂદા જ (વૈદિક ભિન્ન) વિધિ રૂપે માનવામાં આવે છે. ત્યારે તેવા પ્રકારના વિધિનો સંસ્કાર કે વિધિ શબ્દથી નિર્દેશ કરવાનો માત્ર હેતુ એટલો જ કે અન્ય-દુષ્ટ સ્ત્રીઓ અને તેમના સંગીઓ જેવા પ્રકારથી પરસ્પર જોડાઈ સ્વચ્છંદ વર્તનો ચાલૂ રાખી જેટલા પ્રમાણમાં પાપના ભાગી થાય છે, તે કરતાં આવા વિધિથી જોડાઇ નિયમિત રહેલાં સ્ત્રીપુરુષોને અલ્પ દોષ ઉત્પન્ન થાય. એ કારણથી જ નાતરાંના પ્રકારને પણ કોઈ કોઈ સ્થલે સંસ્કાર અગર વિધિ શબ્દથી ગૌણ રીત્યા નિર્દિષ્ટ કર્યો છે. તેમ જ અક્ષતયોનિ વિધવા સ્ત્રીને પણ બીજી ક્ષતયોનિ વિધવા તથા વ્યભિચારિણી સ્ત્રીઓ કરતાં પ્રશસ્ત માનવા માટે જ કોઇ કોઈ સ્મૃતિમાં કન્યા તુલ્ય કહેવામાં આવી છે. પરંતુ તે જો અન્ય પુરુષ સાથે નાતરું કરે, તો તે પુનર્ભૂ રૂપે ગણાવાથી શુદ્ધ પતિવ્રતા વિધવા સ્ત્રી કરતાં હીન કોટિને પ્રાપ્ત થાય છે એ વાત તો નિર્વિવાદ સિદ્ધ થયેલી છે.

આશયથી એ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે. એક વખત વૈદિકવિધિએ એક પતિની ભાર્યા બનેલી સ્ત્રી ફરી વૈદિક વિધિથી અન્યની સાથે લગ્ન કરી શકતી નથી. સિવાય પણ

**नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।**
**न द्वितीयश्च नारीणां कश्चिद्भर्त्तोपदिश्यते ॥**
**न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु ।** (म. अ. ५.)
**तर्पणं प्रत्यहं कार्यं भर्तुः कुशतिलोदकैः ।**
**तत्पितुस्तत्पितुश्चाऽपि नामगोत्रादिपूर्वकम् ॥** (बृ. ना. पु.)

"પતિ સિવાય બીજા પુરુષે ઉત્પન્ન કરેલી પ્રજા શાસ્ત્ર પ્રમાણે તે સ્ત્રીની પ્રજા ગણાતી નથી તથા બીજાની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા ઉત્પન્ન કરનાર પુરુષની પણ ગણાતી નથી. તેમ પતિવ્રતા સ્ત્રીને અન્ય પતિ કરવાનો ઉપદેશ કોઇ પણ સ્થલે કરવામાં આવ્યો નથી તથા પતિના મૃત્યુ થયા બાદ સ્ત્રીએ વ્યભિચાર બુદ્ધિથી અન્ય પુરુષનું નામ પણ લેવું ન જોઇએ અને મૃત પતિ તથા તેના પિતા અને પિતામહના નામ ગોત્રનો ઉચ્ચાર કરી દર્ભતિલ તથા જલ વડે રોજ તર્પણ કરવું." વગેરે શાસ્ત્રીય વચનોથીઆર્યજાતિની સ્ત્રી માટે પૂર્વ પતિ સાથેનો સંબંધ તજી અન્ય પુરુષ સાથે સંબંધ જોડવાનો તથા વૈદિક રીતે પુનર્વિવાહ કરવાનો સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે. અને તેથીજ વૃદ્ધ મનુસ્મૃતિમાં આજ્ઞા કરી છે કે,[1] "પતિ મરણ પામે એટલે અન્ય પુરુષ સાથે વિવાહ કરી આશ્રય લેવો તે, શૂદ્ર જાતિના મનુષ્યો-(જેને વેદનો અધિકાર નથી તે)નો જ ધર્મ છે તો પણ લોભથી મૂઢ અને અજ્ઞાન ક્ષત્રિયોથી પણ આ ધર્મ પળાય છે;" માટેજ હજુ સુધી પણ સર્વ ક્ષત્રિય જાતિમાં આવી કુરીતિ દાખલ થવા પામી નથી. પરંતુ કોઇ કોઇ ક્ષત્રિય જાતિમાં જ તેવો

---

१ शूद्राणामेव धर्मोऽयं पत्यौ प्रेतेऽन्यसंश्रयः ।
लोभान्मूढैरविद्वद्भिः क्षत्रियैरपि चर्यते ॥

રિવાજ જોવામાં આવે છે. આ પ્રમાણે શૂદ્ર જાતિ સિવાય બીજી ઉચ્ચ જાતિની સ્ત્રી નાતરું કરે તો તેની સ્પષ્ટ શબ્દોમાં નિંદા કરવામાં આવેલી છે; એટલું જ નહિ, પણ આશ્વલાયન મહર્ષિએ તો[1] "અજ્ઞાનથી પણ જો દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જાતિનો પુરુષ જો વિધવાને પરણે, તો તેનો ત્યાગ કરીને પ્રાયશ્ચિત્ત કરવું." એવી રીતે વિધવા સાથે લગ્ન કરનાર દ્વિજને પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરેલી છે; અને ત્રૈવર્ણિક જાતિઓ માટે જો પુનર્વિવાહ ધર્મરૂપે મનાયલો હોય તો વેદ મંત્રો, સ્મૃતિઓ ગૃહ્યસૂત્રો અને નિબંધોમાં અવશ્ય તેનો વિધિ હોવો જ જોઇએ અને આવો મહત્ત્વનો વિષય આચારમાં પણ મૂકાવો જોઇએ. પરંતુ આજ દિવસ સૂધી કોઇ પણ ધર્મ ગ્રંથમાં તે પ્રકાર જોવામાં ન આવ્યાથી શિષ્ટ પુરુષોએ તે આદરેલો નથી. તેથી જ ઉચ્ચ જાતિની વિધવા સ્ત્રી વૈદિક વિધિથી અન્ય પુરુષ જોડે પુનઃ લગ્ન-સંસ્કાર કરી શકતી નથી, પરંતુ શૂદ્ર જાતિ સમાન નાતરાં જેવો માત્ર નિન્દ્ય સંસ્કાર કરી શકે છે. અને તે હેતુથી જ તેવા સંસ્કારથી જોડાયેલાં સ્ત્રીપુરુષો અને તેના સંતાનોને ધાર્મિક કાર્યો માટે પૂર્વોક્ત રીતે નિંદિત ગણેલાં છે. તેથી પતિનું મૃત્યુ અગર તેવી બીજી આપત્તિમાં સંસ્કારહીન અને પરમાર્થ વિચારશૂન્ય કામ-પ્રધાન સ્ત્રીઓજ તેવા નિંદ્ય સંસ્કારથી પરપુરુષ સાથે જોડાવા ઈચ્છા કરે. પરંતુ તેવા સતીત્વનાશક નિંદ્ય વ્યવહારનું આચરણ કરતાં સ્ત્રીઓ પાતિવ્રત્ય ધર્મથી ભ્રષ્ટ થઇ આલોક અને પર-લોકના શ્રેયને સાધી શકતી નથી. માટે સમજુ મનુષ્યોએ શાસ્ત્રીય પ્રમાણોનો ખરો અર્થ પૂર્વાપર સંગતિથી ઘટાવી, શુદ્ધ સનાતન ધર્મ પાલન કરનારી ગંગાજલ સમાન નિર્મલ ઉચ્ચ આર્ય જાતિમાં નાતરાંના વ્યવહારરૂપ મલને ઉમેરી તેને અપવિત્ર બનાવવાની પ્રવૃત્તિનો સર્વથા ત્યાગજ કરવો જોઇએ. તથાપિ ઉચ્છૃંખલ સ્વ-

---

१ अज्ञातस्तु द्विजो यस्तु विधवामुद्वहेयदि ।
परित्यज्य च तां चैव प्रायश्चित्तं समाचरेत् ॥ ( आश्वलायनः )

ભાવને લીધે સ્વતંત્ર થઇ કોઇ પણ ત્રૈવર્ણિક સ્ત્રી–પુરુષ શાસ્ત્ર-મર્યાદાનું ઉલ્લંઘન કરે, તો શાસ્ત્રકારો કંઇ તેવાઓનો હાથ પકડવા આવે તેમ નથી. પરંતુ તેઓ પોતાની સાથે અન્ય ધર્મનિષ્ઠ સુજ્ઞ મનુષ્યોને મિશ્રિત કરી લે, એ બનવું તો સર્વથા અશક્ય જ છે. અને એને લીધે તેવાઓની એક જૂદી જ સંસ્થા થઈ જતાં હિંદુ જાતિઓમાં અનાવશ્યક ભેદભાવ ઉભો કરવાનું નવું પાતક ઉત્પન્ન થશે, એ નિઃસંદેહ છે.

આ પ્રમાણે શાસ્ત્રદૃષ્ટિએ જેમ પુનર્લગ્નના વિષયનું અવલોકન કરતાં તેનો નિષેધ જ જોવામાં આવે છે તેમ લૌકિક દૃષ્ટિથી પણ વિદ્વાનોએ વિચારપૂર્વક તેનો નિષેધ કરવો ઉચિત છે. ખરી રીતે વિચારવામાં આવે તો આ સુખદુઃખાત્મક સંસારમાં પુરુષને જો ગૃહસુખનું કાંઇ પણ મુખ્ય સાધન હોય, તો કેવલ એક સતી સ્ત્રી જ છે. સાધ્વી સ્ત્રી સંપત્તિના સમયમાં વિશેષ સુખ આપનારી અને વિપત્તિના સમયમાં પતિનાં દુઃખનો અર્ધભાગ–વહન કરી તેની આપત્તિના દુઃખનો ભાર ઓછો કરાવવા પ્રયત્નશીલ બને છે. પોતાના કોમળ સ્વભાવથી શાન્ત વચનો-દ્વારા સ્વામિનાં હૃદયમાં ધૈર્યામૃતનું સેચન કરી શોકાગ્નિને શમાવે છે. સતી સ્ત્રીનું સર્વ લક્ષ્ય પતિના સુખ માટે હોય છે. તેની અખિલ ચેષ્ટાઓ પતિને અનુકૂળ રહી સર્વદા આનંદ આપવાના હેતુયુક્ત જ હોય છે. આર્ય દમ્પતીની સાંસારિક યોજનામાં આવી રીતિનો જ ઉત્તમ ગૂઢ ભાવ રહ્યો છે. સ્ત્રી પોતાના એક જ એક પતિને પોતાનું સર્વસ્વ સમજવાથી સર્વદા તેની અર્ધાંગરૂપે રહી આજ્ઞાપરાયણતાથી સર્વકાર્ય–સેવામાં તેની સહાયક થઇ રહે છે. પરંતુ પુનર્લગ્નનો પ્રચાર થવાથી પૂર્વોક્ત દિવ્ય ભાવનો સમૂલ વિનાશ થશે અને સ્ત્રીઓનો સ્વામી પ્રતિ એક અવ્યભિચારી અનન્ય ભાવ નષ્ટ થઇ ઉલટું તેમાં ચંચલતાથી વૃત્તિઓનું દુષ્ટપણું અને સ્વતંત્રતાનો ગર્વ આવી જશે. તેમ થવાથી પુરુષોનો પણ સ્ત્રી પ્રતિ વિશ્વાસ નષ્ટ થતાં સ્ત્રીમાં સ્વાતંત્ર્ય ગર્વ હોવાથી

તેઓ વ્યભિચારિણી થઈ જવાનો પુરુષોને સંદેહ રહ્યાં કરશે; અને જે સ્ત્રીઓ સ્વભાવથી જ નવીન વસ્તુઓમાં પ્રીતિશીલ હોય છે, તેઓ પુનર્લગ્નના પ્રચારથી એક સ્વામિને છોડી બીજાને પરણવામાં કોઇ પ્રકારનો અંકુશ ન રહેવાથી નિરંકુશ બની જરા જરા વાતમાં પોતાના કુટિલ સ્વભાવથી પતિથી પ્રતિકૂલ થઈ કલેશ કરવામાં હિમ્મતબાજ થશે. કુટિલ સ્ત્રીઓના સંબંધમાં નીતિકારો કહે છે કેઃ-**स्त्रियाश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः** "પુરુષનું ભાગ્ય અને કુટિલ સ્ત્રીની ચરિત્રને દેવ પણ ન જાણી શકે, તો પછી મનુષ્ય તો નજ સમજી શકે એ સ્પષ્ટ છે." પુનર્લગ્નના પ્રચારથી સ્ત્રીઓનો દિવ્ય સતીત્વભાવ નષ્ટ થઇ તેમના હૃદયમાં કેવળ સાંસારિક સુખની લાલસાઓ વધી જતાં વિષયવાસનાની વૃદ્ધિ થવાથી સર્વેન્દ્રિયવૃત્તિઓ પણ દુષ્ટ થઇ જવાથી સ્વામિસેવા અને તેમના મોક્ષરૂપી આત્યંતિક શ્રેયનું લક્ષ્ય વિનાશ પામશે. વિધવાવિવાહના હિમાયતીઓ કદાચિત્ એમ માનતા હોય કે પુનર્લગ્નથી ગર્ભપાત વગેરે અનર્થ અટકી પ્રજાની વૃદ્ધિનો લાભ થશે અને દીનતાથી પીડાતી વિધવાઓ સુખી થશે, પરંતુ આવી માન્યતા વસ્તુતઃ ઘણી જ ભૂલ ભરેલી છે. પુનર્લગ્નની છૂટ થતાં સ્ત્રી માત્ર નિરર્ગલ થઇ જીવતા સ્વામીનો ત્યાગ કરી અન્ય પુરુષો સાથે ઇચ્છા મુજબ જોડાવામાં હિમ્મતવાળી થશે અને નિયોગને પણ અધર્મ ન સમજવાથી પરપુરુષ ગમનરૂપી જે ભારતવર્ષમાં એક મહાન્ દૂષણ ગણાય છે તે પ્રજામાં પ્રચલિત થશે. પુનર્લગ્નના પ્રચારથી સ્ત્રીઓને એકજ પતિને વશ રહેવું પ્રતિકૂલ જણાશે અને પોતાની સ્વતંત્રતા અજમાવી શ્વાન તથા વાનર જાતિની માફક આહારવિહારમાં પશુધર્મ વાળી બની જશે. તેમ થવાથી હરકોઇ કામુક પુરુષો પણ કામભાવથી સર્વ કોઇ સ્ત્રીઓની પ્રતિ વિષયોપભોગ માટેજ આકાંક્ષી બની લમ્પટ થશે અને આવી દશાથી સ્ત્રીઓની અસ્થાને સ્વતંત્રતા અને પુરુષોની અસ્થાને પરતંત્રારૂપી ઉલટુંજ પરિ-

ણામ આવશે. પુરુષની સ્વતંત્રતાથી જ વર્ણસંકર પ્રજા થતી અટકે છે. સ્વાભાવિક કામુક સ્ત્રીઓ પણ સતીત્વદ્વારા ઇન્દ્રિયસંયમથી તેમજ સ્વામીના ભયથી વ્યભિચારાદિક દોષો કરતાં ડરે છે. વિધવાવિવાહને દૂષિત ગણવાથી જ વિધવાઓ શીયળનું રક્ષણ કરવા સાવધાન રહે છે. તેવીજ રીતે નિયોગને નિષિદ્ધ ગણવાથીજ પ્રજા વગરની સ્ત્રીઓ પરગમનમાં અધર્મ સમજી સતીત્વનું પાલન કરે છે. પરન્તુ જો વિધવાવિવાહ અને નિયોગની છૂટ થશે, તો સ્ત્રી સમાજમાં વિષયભાવની વૃદ્ધિ થઇ પ્રજાના લોભથી પતિમતી સ્ત્રીઓ પણ પરપુરુષદ્વારા પ્રજોત્પત્તિ કરી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરશે. અને તે વર્ણસંકર પ્રજાનો દોષ **संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च**—એ વાક્યાનુસાર આ ભારતવર્ષના ગૌરવનું ભક્ષણ કરી ધર્મપાલનમાં સર્વના શિખરરૂપે ગણાતા પવિત્ર પ્રદેશને ધર્મહીન કરી દેશે. વિધવાઓથી થતા અનર્થને અટકાવવા સારું પુનર્લગ્નનો પ્રચાર ન કરતાં તેમને રાજસતામસ વસ્તુઓના સેવનથી દૂર રાખી ધર્મના નિયમોનું સ્મરણ કરાવવું તે વધારે ઉચિત છે. પ્રજાવૃદ્ધિ માટે નિયોગ અને પુનર્લગ્નની છૂટ ન આપતાં યોગ્ય નિયમિત આહારવિહાર પૂર્વક ગૃહસ્થાશ્રમનું સેવન કરવું એ અધિકતર પ્રશંસનીય છે; કારણ કે, અધર્મને માર્ગે થયેલ બકરા વગેરે પશુતુલ્ય પ્રજાની વૃદ્ધિથી ધર્મ જ્ઞાતિ કે દેશનું કદી પણ શ્રેય થવાનું નથી જ. માટેજ બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે '**संततिः शुद्धवंश्या हि परत्रेह च शर्मणे**' "શુદ્ધ વંશની સંતતિજ આ લોક અને પરલોકમાં કલ્યાણકારક નીવડે છે." તેમજ વિધવાઓના દીનપણાના તથા અનાથપણાના દુઃખને ટાળવા સારું તથા તેમના સમયનો અને જીવનનો શુદ્ધ રીતે નિર્વાહ ચલાવવા માટે તેમનાં લગ્ન કરવા કરતાં જે તે જ્ઞાતિના ઉદાર ગૃહસ્થોએ પોતાની દયાશીળ દૃષ્ટિથી અનાથ વિધવાઓના દુઃખને લક્ષ્યમાં લઇ તેમને માટે તેટલા પ્રમાણમાં પવિત્ર સંસ્થાઓની યોજના કરવાની અને જે સંસ્થાઓ વિધ-

માન હોય, તેમને યોગ્ય આશ્રય આપી ઉચ્ચ સ્વરૂપમાં લાવવાની આવશ્યકતા છે કે જેથી તે સંસ્થાઓ (આશ્રમો)ને લાભ લેનારી વિધવાઓ ઉત્તમ ચારિત્ર્ય, ધાર્મિક જ્ઞાન તેમજ ભરત સીવણુ વગેરે જીવિકાના અનિંદિત સાધનો જલ્દી પ્રાપ્ત કરી સ્વધર્મ પાળી શકે. કારણુ કે ઘણું કરીને કેટલીક હિન્દુ વિધવાઓ માત્ર અજ્ઞાનથી, કુસંગથી કે જીવિકાને અભાવેજ પુનર્લગ્નની જ્વાલામાં હોમાવા તૈયાર થાય છે. કંઈ સર્વ વિધવાઓ કામવાસના તૃપ્ત કરવા માટેજ તેમાં પ્રવૃત્ત થાય છે, એવું નથી. જો તેમ હોય તો તેવી દુષ્ટ વાસનાઓ શાન્ત કરવાના ઉપાય તરીકે પુનર્લગ્નજ સુખદાયક નિવડશે એ માનવું પણુ ભૂલભરેલું છે; કારણુ કે, **न जातु कामः कामानाम्** એ વચન પ્રમાણે કામોના વિશેષ ભોગોથી તો કામનાઓ વધતી જાય છે; શાન્ત થતી નથી. માટે વૈષયિક વાસનાઓ ઉપર અંકુશ મૂકવા ખાતર સ્ત્રીઓ માટે જે એકવાર વિવાહવિધિ અને પાતિવ્રત્ય ધર્મની શાસ્ત્રકારોએ આજ્ઞા આપેલી છે, તેનેજ છેવટ પર્યન્ત જાળવી રખાવવામાં નારી જાતિનું અને તેના સંબંધે પુરુષોનું પણુ ખરું કલ્યાણુ સમાયલું છે અને એ જ ભારતવર્ષના ગૌરવને વિશેષ વધારનારું છે.

**ભક્તિમાર્ગમાં પાતિવ્રત્યધર્મ**

ઉપર પ્રમાણે જે સ્ત્રીને સ્વર્ગ વગેરે લૌકિક સુખની આકાંક્ષા હોય અગર મોક્ષની ઇચ્છા હોય, તોપણુ તેમણે સર્વાવસ્થામાં પાતિવ્રત્યધર્મનુંજ સેવન કરવાનું છે; કારણુ કે, વૈદિક યજ્ઞાદિકર્મમાર્ગમાં સ્ત્રીનો પતિ સિવાય સ્વતંત્ર અધિકારજ નથી. તેમજ વર્તમાન કાલમાં વેદાધ્યયનનો નિષેધ વગેરે હોવાથી ઔપનિષદ જ્ઞાન માર્ગમાં પણુ તેનો સામાન્ય રીતે અનધિકાર સિદ્ધ જેવો છે. તેથી હાલ તો સ્ત્રીઓના કલ્યાણુ માટે "**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्**" ભક્તિમાર્ગના સામર્થ્યથી

સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો પણ પરમગતિને પ્રાપ્ત થાય છે" એ ભગવદાજ્ઞા પ્રમાણે માત્ર ભક્તિમાર્ગ જ સરલ અને વિશેષ ઉપયોગી છે, તો સ્વર્ગ અગર મોક્ષાભિલાષી સ્ત્રીઓ પતિમાં ભગવદ્દભાવથી સકામ કે નિષ્કામ ભક્તિ કરે તેઓને પોતાનું ઇચ્છિત ફલ અવશ્ય મળે છે. પરંતુ જે સ્ત્રીઓ મોક્ષ કરતાં પણ શ્રેષ્ઠ પ્રભુની અનન્ત આનન્દમય નિત્ય લીલામાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળી છે અને જેઓએ ભગવત્કૃપાથી સ્વતંત્ર નિર્ગુણ પુષ્ટિ (અનુગ્રહ) ભક્તિમાર્ગનું અવલંબન કર્યું છે, તેઓએ પતિસેવા શાસ્ત્રોક્ત હોવાથી પ્રભુઆજ્ઞા માની બની શકે ત્યાં સૂધી કરવી જ જોઇએ અર્થાત્ જ્યાં સૂધી દેહ અગર દેહ-સંબંધી વસ્તુઓ પુત્ર, ધન, ઘર વગેરેમાંથી સાંસારિક અહંતા મમતા નિકળી નથી અને દેહાધ્યાસ સુદૃઢ છે, તેમ જ શ્રી પ્રભુમાં પણ પ્રેમ આસક્તિ અને વ્યસન નથી ઉત્પન્ન થયેલાં તેવી સ્થિતિમાં પતિસેવાનો ત્યાગ હોઇજ ન શકે અને કદાચ તેમ કરે તો પણ તે દ્વિગુણ (ડબલ) દોષિત ઠરે છે. પરંતુ જેનો ભાવ શ્રી ગોપીજન વિગેરેની જેમ સાક્ષાત્ અલૌકિક પતિરૂપ શ્રી પ્રભુમાં અનુક્રમે પ્રેમ, આસક્તિ અને વ્યસનરૂપે પૂર્ણ પ્રકટી નિકળ્યો હોય અને દેહાધ્યાસ નષ્ટ થયો હોય ત્યારે "पतिसुतादिभिरार्तिदैः किम्" એ ન્યાય પ્રમાણે તેને લૌકિક પતિપુત્રાદિ દેહ-સંબંધી વસ્તુઓ અને દેહમાં પણ સ્વતઃ જ અરુચિ ઉત્પન્ન થતાં સ્વાભાવિક રીતે જ પરિપકવ ફલની માફક લોકવેદધર્મો છૂટી જાય છે ત્યારે તે ત્યાગ દોષાવહ ન થતાં ઉપકારકજ થાય છે; કારણ કે નિર્ગુણ કોટિમાં પહોંચતાં શુદ્ધ ભક્તિમાર્ગીઓને જ્ઞાન-માર્ગીય પરમહંસોની માફક લોક વેદના વિધિનિષેધોના નિયમો બંધનરૂપે થઇ પડે છે અને તે તોડી નાખવા માટે

"सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥"

"तस्मात्त्वमुद्धवोत्सृज्य नोदनां प्रतिनोदनाम् ॥"

**तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।**
**मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥**

વગેરે અનેક સ્થલે શ્રીકૃષ્ણપ્રભુએ અર્જુન તેમ જ ઉદ્ધવજી પ્રતિ લૌકિક વૈદિક ધર્મત્યાગની આજ્ઞા કરેલી છે. તદનુસાર સાક્ષાત્ શ્રીપ્રભુસેવાની અપેક્ષાએ અન્ય ધર્મમાત્ર ગૌણતાને પ્રાપ્ત થાય છે તેમા સંદેહ જ નથી. પરંતુ તેવી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા પહેલાં શાસ્ત્રોક્ત સ્વધર્મોનું પાલન કરવા માટે જ

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**
**इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥**

"બની શકે ત્યાંસુધી સ્વધર્મનું આચરણ કરવું, અધર્મથી સર્વથા અટકવું, ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને કાબૂમાં રાખવા, એ ત્રણે બાબતોનો કદી પણ ત્યાગ ન કરવો." આ પ્રકારે શ્રી કપિલ ભગવાનની આજ્ઞા મુજબ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ પણ નિબંધમા આજ્ઞા કરે છે. એ જ હેતુથી જેમ દ્વિજ પુરુષોને માટે સન્ધ્યા વગેરે વેદોક્ત વર્ણાશ્રમધર્મો જે કક્ષા સૂધી અવશ્ય પાલનીય છે, તેટલી જ કક્ષા સૂધી સ્ત્રીઓને માટે શાસ્ત્રોક્ત લાકિક પતિ સેવાદિ ધર્મો આવશ્યક છે એમાં તો શંકા જ નથી. તો પણ સ્ત્રીધર્મના સંબંધમાં એટલી વિશેષતા સમાયલી છે કે પુરુષો જ્ઞાન કિંવા ભક્તિમાર્ગની ઉચ્ચ કોટિમાં આવતાં તેમનાં સંધ્યાદિ શાસ્ત્રોક્ત વર્ણાશ્રમ ધર્મો વાસ્તવિક રીતે છૂટે છે. પરંતુ ભક્તિમાર્ગીય સ્ત્રીઓનો પાતિવ્રત્ય ધર્મ તો તેમની ઉત્તમ દશા પ્રાપ્ત થતાં પણ રૂપાન્તરમાં અસ્તિત્વ ધરાવે છે; કારણ કે, શુદ્ધ ભક્તિમાર્ગનું પરમ ફલ "સાક્ષાત્ શ્રી પ્રભુમાં સ્વામિભાવ રાખી અનન્ય સ્નેહપૂર્વક સેવન કરવું", તે જ છે, તો તે દશામાં પણ સ્ત્રીઓનો પાતિવ્રત્ય ધર્મ લૌકિક પતિને સ્થાને જીવના અલૌકિક સ્વામી શ્રી ભગવાનમાં કાયમ જ રહે છે માત્ર લૌકિકપણું જ આપોઆપ દૂર થાય છે. પરંતુ આવી રીતે શ્રી પ્રભુમાં અનન્ય

નિર્ગુણ પ્રેમ અને લોકવેદવૈરાગ્ય વગેરે જ્યાં સૂધી સ્ત્રીઓના હૃદયમાં સ્ફુર્યા ન હોય તેમ જ અન્ય લૌકિક વાસનાઓના અંકુરોનો સદૈવ નાશ ન થતાં દેહ ઇન્દ્રિય વગેરેને તૃપ્ત કરનાર વિષયો ખાવું, પીવું, પહેરવું, ઓઢવું વગેરેમાં મન લોલુપ રહ્યા કરતું હોવાથી આસક્તિપૂર્વક બીજાં લૌકિક કાર્યો થઇ શકતાં હોય, ત્યાં સૂધી પ્રમાદ આલસ્ય કે અભિમાનથી શાસ્ત્રોક્ત પાતિવ્રત્ય ધર્મમાં સંકોચ કરવો ઉચિત ન જ ગણાય. માટે ભક્તિમાર્ગીય સ્ત્રીઓએ પણ પોતાની મનોદશા કે અધિકારનો વિચાર કર્યાં વગર ગૃહિણી ધર્મનો ત્યાગ કરી પતિ પુત્ર વગેરે ઉપર ઉપેક્ષાબુદ્ધિ (બેદરકારી) નહિ જ કરવી. પણ તેઓના તરફ પ્રથમ દર્શાવ્યા મુજબ પોતાની ફરજો ભગવત્સેવોપયોગી ભાવથી અવશ્ય બજાવતાં રહીને જ ભગવદ્ધર્મમાં આગળ વધવાના પ્રયાસો કરવા જોઇએ કે જેથી ભગવદાજ્ઞાનું પરિપાલન થતાં ભગવત્પ્રસન્નતા તુરત પ્રાપ્ત કરી શકાય.

તાત્પર્ય એ છે કે કોઇ પણ વર્ણ, આશ્રમ, અવસ્થા કે સંપ્રદાયની સ્ત્રીએ પાતિવ્રત્યધર્મનો ત્યાગ ન કરતાં યથાશક્તિ તેનું પરિપાલન કરવું જ યોગ્ય છે; તેથી જ ધર્મપ્રધાન આ ભારતવર્ષ પણ પ્રાચીન આદર્શ ભવ્યતાને પુનઃ પ્રાપ્ત કરી શકે એમ છે.

**एवं श्रीद्वारिकाधीशाऽनुग्रहेण प्रकाशितः ।**
**नारीधर्मस्तु नारीभिर्ज्ञायतां पाल्यतां सदा ॥**

"એ પ્રમાણે શ્રી દ્વારિકાધીશ પ્રભુની કૃપાથી પ્રકાશિત કરેલા નારીધર્મને સર્વ નારીઓ (અવશ્ય) જાણે અને (યથાશક્તિ) નિરન્તર પાળે." એમ અન્તઃકરણપૂર્વક વાઞ્છના કરી વિરમીએ છીએ.

**इति शम्**

